# મુંબઈ ઇલાકાની ભૂગોળ

[ હિન્દુસ્તાન સહિત ]

સચિત્ર




બોમ્બે સેંટ્રલ સ્ટેશન


રચનારઃ—

**જીવણરામ અંબારામ શાસ્ત્રી**

હેડમાસ્તર, મ્યુનિ. ગુ. સ્કૂલ—સુરત.

અને

**હરિશંકર નારૂશંકર શાસ્ત્રી**

હેડમાસ્તર, મ્યુનિ. ગુ. સ્કૂલ—મુંબઈ.



સને ૧૯૩૯

મળવાનાં ઠેકાણાં:—

(૧) એન. ડી. મ્હેતાની કંપની કાળબાદેવી—મુંબઈ ૨

(૨) લલ્લુભાઈ નારણદાસ બુકસેલર—સુરત.

(૩) સરસ્વતી બુક ડેપો—સુરત.

# પ્રસ્તાવના

આ ભૂગોળ સને ૧૯૩૫ના નવા બંધારણથી થએલા ફેરફારો અનુસાર રચવામાં આવી છે. અમારો શિક્ષક તરીકેનો લાંબો અનુભવ અને શોખને લઈને સને ૧૯૩૫માં લખી હતી. પણ નવા સુધારા તથા હિન્દમાં મુસાફરી કરી બને તેટલાં સ્થળોનો અનુભવ લઈ આજે પ્રસિદ્ધ કરી શક્યા છીએ. વડોદરા રાજ્ય તથા મુંબઈ–પરાંનો અમારો અનુભવ બને તેટલો વિસ્તારથી મૂક્યો છે. બાળકોને રસ પડે તથા ઝટ શીખવી શકાય તે માટે ખાસ ધ્યાન આપ્યું છે. **ચિત્રો–નકશાથી** શણગારવામાં મદદ કરનાર ભાઈ **પી.** સુબેદાર તથા ભાઈ ઈશ્વરલાલ **ભૂતાનો** તથા **ચિત્રો–નકશા** દોરી આપનાર ભાઈ **એમ.** પટેલનો અમે આભાર માનીએ છીએ. દરેક પાઠ અંતે **પ્રશ્નો,** કૃતિ તથા **વિચારક** સવાલો આપ્યા છે. તેમાં રસ લેવા બાળકોને અમે ભલામણ કરીએ છીએ. સુંદર છપાઈની કાળજી માટે "ધી **સુંદર પ્રિન્ટીંગ પ્રેસ**"ના માલેકનો આભાર માનીએ છીએ. આશા છે જે બાળકો તથા શિક્ષકભાઈઓ અમારી લીધેલી મહેનતની કદર કરશે.

કાગળના ભાવો ચઢેલા છતાં કિંમત બહુ રાખી નથી.

મકર સંક્રાન્તિ '૯૪
**વમડાળા.** (વડોદરા સ્ટેટ)
**તા૦** ૧૪–૧–૩૮

**કર્તા.**

# શીખવનારને સૂચના

## શરૂઆત, ભૂગોળ કેમ શીખવવી ?

ધોરણ ત્રીજામાં ભૂગોળની શરૂઆત થઈ જાય છે. એટલે સૂચનાની બહુ જરૂર ન હોય, છતાં કંઈક લખીએ છીએ.

શરૂઆતમાં પાછલું જ્ઞાન સચોટ કર્યા પછી જ આગળ વધવું. આ ભૂગોળ ચાલુ કરવા આગમચ એકાદ બે વખત **પર્યટન** કરાવવું, અને જે જે સ્થળો જોયાં હોય તેની નોંધ કરાવવી. બનતાં **ચિત્રો** તથા **નકશા** દોરાવવાથી તેમને કેમ શીખવાનું છે, તે ખબર પડી જશે. પછી જે જિલ્લા કે વિભાગમાં રહેતા હોય તેનું બરાબર ભાન કરાવીને નીચેના **મુદ્દા**સર શીખવવું.

(૧) **પ્રત્યક્ષ** એટલે સ્થળ નજરે બતાવીને.

(૨) જોએલાં સ્થળનો **મૉડલ** (માટીના) બતાવીને.

(૩) **ચિત્રો–નક**શા દોરીને કે તૈયારનો ઉપયોગ કરીને.

(૪) મોઢેથી સચોટ સંપૂર્ણ **જ્ઞાન** આપીને.

**કર્તા.**

# અનુક્રમણિકા

## —મુંબઈના દેખાવો—



૧. ગોદી ૨. ગેટવે ઑફ઼ ઇંડિયા. ૩. જનરલ પોસ્ટ ઑફિસ. ૪. બોરીબંદર સ્ટેશન.

# મુંબઈ ઈલાકો

## પાઠ ૧

### સામાન્ય વર્ણન

**મુંબઇ ઇલાકાની ટૂંક હકીકતઃ**—ઘણા પ્રાન્તો મળી ઇલાકો થાય છે. એ ત્રીજીમાં શીખી ગયાં. હવે વધુ હકીકત શીખવાની છે. મુંબઈ પરથી આપણા ઇલાકાનું નામ મુંબઇ ઇલાકો પડ્યું છે. મુંબઇનું નામ મંમાદેવી પરથી પડ્યું છે. એ મુંબઈ પહેલાં સાત નાના ટાપુ ઉપર વસેલું હતું. ત્યાં માછી તથા કોળી લોકોનાં ઝુંપડાં હતાં. અંગ્રેજ સરકારના હાથમાં આવ્યા પછી એ ધીમે ધીમે વધતું ગયું, અને મોટું શહેર બન્યું. મુંબઈ રાજ-ધાનીનું શહેર હોવાથી ત્યાં ઇલાકાના ગવર્નર સાહેબ રહે છે. મુંબઇ ઇલાકો હિન્દુસ્તાનનો એક મોટો ભાગ છે.



આપણા ઇલાકાનો મોટો ભાગ દરિયા કિનારે આવેલો હોવાથી જુના વખતથી તે પરદેશ જોડે વેપાર માટે નામીચો છે. **ઘોઘા, ખંભાત, ભરુચ, સોપાલા, સંજાણ** વગેરે જુના વખતમાં મોટાં બંદરો હતાં. ત્યાર પછી **સુરત, વસઇ** બંદર સ્થપાયાં. એ બંદરની પણ પડતી થઈ અને અંગ્રેજ સરકારના અમલથી **મુંબઈ, માંડવી, ઓખા, કારવાર**

વગેરે બંદરો જાહોજલાલીમાં આવ્યાં. એ બંદરોથી દેશ પરદેશમાં વહાણુ આગબોટ મારફત આજે ધમધોકાર વેપાર ચાલે છે, અને માણુસો દેશપરદેશ જઈ શકે છે.

પૂર્વે આપણા ઇલાકામાં ઉપર જણાવેલાં જુનાં બંદરોથી આપણા દેશમાંથી તૈયાર માલ વહાણો ભરી ભરીને પરદેશ જતાં, ત્યાં આજે પરદેશથી આગબોટો ભરી ભરીને માલ લાવે છે. તેનું કારણ આપણા દેશનો બધો ઉદ્યોગધંધો પડી ભાંગ્યો છે. હવે **ઇતિહાસ** જોઇએ.

આપણા ઇલાકામાં ઈ. સ. પૂર્વેથી ઠામ ઠામ નાનાં નાનાં રજપુત રાજ્યો હતાં. પણ ઉદ્યોગોને લીધે આબાદ હતાં અને લોકો ઠેઠ **જાવા, સુમાત્રા, ચીન, આફ્રિકા** સુધી વેપાર કરવા જતા. પછી દિલ્હીના મોગલોની સત્તા ગૂજરાત ઉપર થઈ ત્યારે ઠેઠ ઇરાન, અરબસ્તાન અને યુરોપ સુધી આપણા દેશનો માલ જવા લાગ્યો. આપણા હિન્દની ખ્યાતિ આખી પૃથ્વી ઉપર ફેલાઈ અને યુરોપથી પોર્ટુગીઝ તેમજ બીજા લોકો વેપાર માટે આવ્યા તેમાં તેઓ ખૂબ પૈસા કમાયા એટલું જ નહિ પણ તેઓએ કેટલોક મૂલક મેળવી રાજ્ય પણ કરવા લાગ્યા. પછી ગૂજરાત પર મરાઠા અને પેશ્વાની સત્તા વધી તેઓએ ફિરંગીઓને હરાવી ઘણો ખરો મૂલક કબજે કર્યો. એ વખતે યુરોપથી ઘણી કંપનીઓ હિન્દમાં વેપાર માટે આવી તેમાં ઇંગ્લાંડની ઇસ્ટ ઈંડિયા કંપની આગળ જતાં સત્તાવાળી થઈ પડી. અંગ્રેજોએ ઈ. સ. ૧૮૧૮માં પેશ્વાને હરાવી ઇલાકાનો તેમનો બધો મૂલક ખાલસા કર્યો. તેમાં બીજો મૂલક મેળવીને અંગ્રેજ સરકારે આજનો મુંબઈ ઈલાકો બનાવ્યો. રાજ્ય વહીવટની વ્યવસ્થા માટે હાલમાં

આપણા ઇલાકામાંથી એડન તથા સિન્ધ પ્રાન્ત છૂટો કર્યો છે. હાલમાં આપણા ઇલાકામાં ત્રણ રંગ નજરે પડે છે.

(૧) **ગુલાબી**—અંગ્રેજ સરકારનો ખાલસા (જીતેલો) મૂલક.

(૨) **પીળો**—અંગ્રેજ સરકારના તાબાનાં દેશી રાજ્યોનો.

(૩) **લીલો**—અંગ્રેજ સરકારથી સ્વતંત્ર (ફિરંગીઓનો)

---

૧. તમારૂં ગામ કયું ? કયા જિલ્લામાં આવ્યું ?

૨. તમારો જિલ્લો કયા વિભાગમાં આવ્યો ? આપણા ઇલાકાનું નામ શું ?

૩. આપણા ઇલાકાના જુના બંદર ગણાવો. હાલના બંદરો ગણાવો.

૪. અસલથી આજસુધી આપણા ઇલાકામાં કોનાં કોનાં રાજ્ય થયાં ?



# પાઠ ૨

## સીમા, વિસ્તાર, કુદરતી રચના.

**સીમાઃ**—ઉત્તરે—રજપુતાના અને સિંધ પ્રાન્ત.

પૂર્વે—મધ્ય હિન્દના દેશી રાજ્યો, મધ્યપ્રાન્ત અને નિઝામનું રાજ્ય.

દક્ષિણે—મ્હૈસુરનું રાજ્ય અને મદ્રાસ ઇલાકો.

પશ્ચિમે—અરબી સમુદ્ર.

**વિસ્તારઃ**—આપણા ઇલાકાનું ક્ષેત્રફળ[1] ૧૩૫૦૦૦ ચોરસ મૈલ છે.

**કુદરતી રચનાઃ**—આ ઇલાકાનો મોટો ભાગ અરબી સમુદ્રના કિનારા ઉપર આવ્યો છે. જો કે કિનારો જોઇએ તેટલો ખાંચાખુચીવાળો નથી. છતાં નદીઓ, ખાડીઓ, અખાતો વગેરે હોવાથી હંમેશાં કિનારાનો ભાગ બદલાયા કરે છે. સહ્યાદ્રિ પર્વતને લીધે મહારાષ્ટ્રનો મોટો પ્રદેશ ૧૦૦૦ ફુટ કરતાં ઊંચો છે. અરબી સમુદ્રમાં વહાણમાં બેસી જોઇએ, તો જાણે લાંબુ છાપરું ન હોય! તેવો તે દેખાય છે. તેથી કોકણ અને મહારાષ્ટ્ર છુટા પડે છે. કોકણની સામેના મહારાષ્ટ્રને ત્યાંના લોકો દેશ પણ કહે છે. એજ પ્રમાણે ગુજરાતના વીરમગામ આગળ બે ભાગ પડે છે. પૂર્વનો ભાગ ગુજરાતથી અને પશ્ચિમનો ભાગ કાઠિયાવાડથી ઓળખાય છે. કાઠિયાવાડ એક મોટો દ્વિપકલ્પ છે. ગુજરાતમાં નદીઓ ઘણી હોવાથી કાંપવાળો રસાળ પ્રદેશ છે.

---

૧ લંબાઇ × પહોળાઇ = ક્ષેત્રફળ (શિક્ષકે સમજાવવું.)

ગૂજરાતની પૂર્વે સરહદ ઉપર ડુંગરોની હાર આવેલી છે, અને ત્યાં મોટાં જંગલો પણ છે. કાઠિયાવાડના મધ્યમાં ગિરનાર પર્વત હોવાથી પ્રદેશ ચારે બાજુ ઢાળવાળો છે, અને તેથી બધી નદીઓ દરેક દિશામાં વહે છે. ગૂજરાતની ઉત્તર પૂર્વની હદ ઉપર ડુંગરો હોવાથી બધી નદીઓ દક્ષિણ તથા પશ્ચિમ તરફ વહે છે, અને ખંભાતના અખાતને મળે છે. કોંકણપટી સાંકડી હોવાથી બહુ નદીઓ નથી, અને છે તે ટુંકી અને ઝડપી વહેણવાળી છે. મહારાષ્ટ્રની નદીઓ પૂર્વ તરફ વહી દક્ષિણ તરફ વળી મદ્રાસ ઇલાકામાં થઇ બંગાળી ઉપસાગરને મળે છે. કાનડા તરફ ડુંગરાળ પ્રદેશ હોઈ થોડી નદીઓ છે. કૃષ્ણા નદીમાંથી નહેર કાઢેલી હોવાથી તેની આસપાસનો તથા સુરત જિલ્લામાં ઘણી નદીઓ હોવાથી ત્યાંનો પ્રદેશ રસાળ છે. મુંબઈ સબર્બન જિલ્લાની જમીન બહુ સારી નથી, પરંતુ પાસે મુંબઈને લીધે લોકોએ સારી માટી અને ખાતર નાંખીને ઠામ ઠામ બગીચાઓ તથા વાડીઓ બનાવેલી છે. કચ્છની મધ્ય તથા ઉત્તરે ઊંચો પ્રદેશ આવેલો છે. કચ્છની ઉત્તરે તથા પૂર્વના ભાગમાં મોટું રણ છે. વળી ગૂજરાત તથા મહારાષ્ટ્રમાં ઉના પાણીના ઝરા આવેલા છે. કાનડા તરફ ધોધ આવેલા છે કચ્છ તરફ કેટલીક વખત ધરતીકંપ થાય છે, અને તે કુદરતી રચનામાં ફેરફાર કર્યા કરે છે. (જુઓ ચિત્ર)

---

૧. ક્ષેત્રફળ એટલે શું ? તમારી નિશાળનું ક્ષેત્રફળ કાઢો.

૨. કુદરતી રચનામાં ફેરફાર કોણ કરે છે ?

# પાઠ ૩

## કુદરતી તથા રાજકીય વિભાગો.

**કુદરતી વિભાગો:—**

(૧) કચ્છ:—રણ તથા સમુદ્રને લીધે ગૂજરાતથી છૂટો પડે છે.

(૨) ગૂજરાત:—કચ્છ તથા ખંભાતના અખાતને લીધે એના પણ ગૂજરાત અને કાઠિયાવાડ એવા બે ભાગ પડે છે.

(૩) મહારાષ્ટ્ર:—સહ્યાદ્રિ પર્વતને લીધે એના પણ દેશ અને કોકણ એવા બે ભાગ પડે છે.

(૪) કાનડા (કર્ણાટક):—મહારાષ્ટ્ર તથા કોકણને સાંધે છે. ભાષા તથા રીતભાત પણ તદ્દન જુદાં જ છે.

**રાજકીય વિભાગો:—**

(૧) ખાલસા મૂલક (ગવર્નરને તાબે)

(૧) ઉત્તર વિભાગ. (૨) મુંબઇ પરાં—વિભાગ.

(૩) મધ્ય વિભાગ. (૪) દક્ષિણ વિભાગ.

(૨) દેશી રાજ્યોનો મૂલક (હવેથી વૉઇસિરોયને તાબે)

(૧) વડોદરા સંસ્થાન:—ગાયકવાડનો મૂલક

(૨) પશ્ચિમ હિન્દ સ્ટેટ્સ એજન્સી:—કાઠિયાવાડ, સાબરકાંઠાના દેશી રાજ્યો અને કચ્છનો મૂલક.

(૩) ગૂજરાત સ્ટેટ્સ એજન્સી:—નર્મદા નદીની આસપાસના તથા નર્મદાના દક્ષિણના દેશી રાજ્યનો મૂલક.

(૪) પાલણપુર અને દાંતાના રાજ્યો:—ગૂજરાતની ઉત્તરે આવેલાં છે. હવે તે રજપુતાના સ્ટેટ્સ એજન્સીના તાબામાં ગયા છે.


પંજાબ
સિંધ
રજપુતાના
નવાબશાહ
હૈદરાબાદ
કરાંચી
ઉમરકોટ
આબુ
કચ્છ
ભુજ
માંડવી
कच्छकीआखात
કાઠિયાવાડ
उत्तरविभाग
દ્વારકા
રાજકોટ
પોરબંદર
गिरनार
વેરાવળ
દીવ
વડોદ
नर्मदानदी
તાપીનદી
ભુસાવળ
નાશિક
મનમાડ
मुंबई
અલીબાગ
રત્નાગિરિ
સાવંતવાડી
ધારવાડ
કારવાર
દક્ષિણ
મુંબઈઈલાકો

સિંધ અને મુંબઈ ઈલાકો.

(૫) **દક્ષિણ મરાઠા સ્ટેટ્સ એજન્સી**:—મધ્ય તથા દક્ષિણ વિભાગમાં આવેલાં મરાઠા રાજ્યનો મૂલક. એમાં કેટલીક બ્રાહ્મણ વંશની જાગીરો પણ છે.

(૩) **ફિરંગીઓનાં સંસ્થાનો**:—દીવ, દમણ અને ગોવાનો મૂલક. (જુઓ ચિત્ર)

---

૧. કુદરતી વિભાગ અને રાજકીય વિભાગ એટલે શું ? એની વચ્ચે તફાવત શો ? ખાલસા મૂલક એટલે ?

૨. તમારા વિભાગનું ચિત્ર બનાવી તેને મુદ્દામાં કાપો.

---

# પાઠ ૪

## ડુંગર, પર્વત અને નદીઓ.

**ડુંગરો**:—**શેત્રુંજો**:—એ પાલીતાણા પાસે આવ્યો છે. તેના ઉપર આવેલાં જૈન લોકોનાં દહેરાં જોવા જેવાં છે.

**પાવાગઢ**—વડોદરાની બાજુમાં આવેલો છે. તેના ઉપરનો જુનો કિલ્લો તથા કાળકામાતાનું સ્થાન જોવા જેવું છે.

**પર્વતો**:—**અરવલ્લી**:—ગૂજરાતની ઉત્તરે આવેલો છે. તેનું શિખર માઉંટ આબુ હવા ખાવાનું સ્થળ છે. તેના ઉપર દેલવાડાનાં પ્રસિદ્ધ દહેરાં આવેલાં છે. આબુ પાસે **અંબાભવાની** તથા **બ્રહ્મખેડ** જોવા જેવાં સ્થળો છે.

**વિંધ્યાચળ** અને **સાતપુડા** ગૂજરાતની પૂર્વે આવ્યા છે.

**ગિરનાર**:—કાઠિયાવાડમાં આવ્યો છે. તેનાં ઉપરનાં દહેરાં જોવા જેવાં છે. (જુઓ ચિત્ર)

**સહ્યાદ્રિ** (પશ્ચિમઘાટ) એ પર્વત મહારાષ્ટ્રના બે ભાગ કરે છે. દેશ અને કોંકણ. એમાં કળસુબાઇનું શિખર તથા



ગિરનાર ઉપરનાં દેરાસરોનો દેખાવ.

સાતમાળા અને મહાદેવની ટેકરીઓ આવેલી છે. મહારાષ્ટ્રમાં માથેરાન અને મહાબળેશ્વરની ટેકરીઓ હવાખાવાનાં સ્થળ માટે પ્રસિદ્ધ છે ઉનાળામાં મુંબઈના ગવર્નર મહાબળેશ્વરમાં રહે છે. સહ્યાદ્રિમાં થળઘાટx અને બોરઘાટ આવેલા છે. સિંહગઢ, રાયગઢ, તોરણા, પ્રતાપગઢ, વગેરે સહ્યાદ્રિ ઉપર પ્રસિદ્ધ કિલ્લાઓ આવ્યા છે.

**નદીઓ:—**

કચ્છ:—કચ્છમાં બહુ નદીઓ નથી.

કાઠિયાવાડમાં—શેત્રુંજી; ભાદર, મચ્છુ વગેરે નાની નદીઓ છે.

ગૂજરાતમાં—બનાસ, સરસ્વતી, સાબરમતી, મહી, નર્મદા, તાપી મીંઢોળા, પૂર્ણા, અંબિકા, ઔરંગા, પાર, દમણગંગા વગેરે.

મહારાષ્ટ્રમાં—ગોદાવરી, કૃષ્ણા, ભીમા, નીરા, અને મુળામૂઠા.

દક્ષિણમહારાષ્ટ્ર અને કાનડામાં–તુંગભદ્રા, મલપ્રભા, ઘટપ્રભા અને વર્ધા.

કોકણમાં એકદમ ટુંકી અને ઝડપી વહેણવાળી નદીઓ છે.

શેત્રુંજી ઉપર પાલીતાણા; સરસ્વતી ઉપર સિદ્ધપુર અને પાટણ; સાબરમતી ઉપર અમદાવાદ; નર્મદા ઉપર ભરુચ; તાપી ઉપર સુરત; પૂર્ણા ઉપર નવસારી; દંમણગંગા ઉપર દંમણ; ગોદાવરી ઉપર નાશિક અને ત્ર્યંબક; મુળામૂઠા ઉપર પુના વગેરે પ્રસિદ્ધ શહેરો આવ્યાં છે. તાપી અને નર્મદામાં વહાણો ફરી શકે છે.

---

× ડુંગરમાંથી જવા આવવાના રસ્તાને **ઘાટ** કહે છે.

૧. પાટીઆ ઉપર ચિત્ર દોરી ડુંગર, પર્વત, નદી, ઘાટ વિષે સમજાવો.

૨. માટી લઈ ડુંગર, પર્વત અને નદીનું મૉડેલ બનાવો.

૩. **સૂરત, અમદાવાદ, ભરુચ**, કઈ નદી ઉપર આવ્યાં છે ?

# પાઠ ૫ કિનારો

આપણો ઇલાકો અરબી સમુદ્રના કિનારા ઉપર આવ્યો છે. કિનારો વહાણ તથા આગબોટથી વેપાર* માટે ઉપયોગી છે. એવો કિનારો દરેક દેશને હોતો નથી. હિન્દુસ્તાનના કિનારાનો મોટો ભાગ આપણા ઇલાકાએ રોકયો છે. પણ જોઈએ તેવો ખાંચાખુંચી વાળો નથી. એટલે સારાં બંદરો થોડાંજ છે. હવે કિનારો તપાસીએ તો કાઠિયાવાડ અને મુંબઇ એમ બે મોટા દ્વિપકલ્પો જણાશે. કાઠિયાવાડની બે બાજુ ખંભાત અને

કચ્છનો અખાત આવ્યો છે. તેથી કાઠિયાવાડ ગૂજરાતથી જુદો પડે છે. વસઈ, થાણા, કલ્યાણ, સંજાણ, અને વાંદરાની ખાડીઓ આવેલી છે. દ્વીપોનો સમુહ બહુ નથી. માત્ર બેટશંખોદ્ધાર, દીવ, સાષ્ટી, પીરમ, ઉરણ, ધારાપુરીના× બેટો છે. મુંબઈ સાષ્ટી બેટ જોડે જોડાઈ ગયો છે, એટલે હવે તે બેટ રહ્યો નથી.

બંદરો—જ્યાં આગળ ઉંડુ પાણી રહેતું હોય અને ત્યાંની હવા શાંત હોય તેવા સ્થળે બંદર થઈ શકે છે. આપણા ઇલાકામાં એવું સારૂં બંદર માત્ર મુંબઈજ છે. અને તે હિન્દમાં તથા બ્રિટિશ સામ્રાજ્યમાં સારામાં સારૂં બંદર છે. એ સિવાય કારવાર, માંડવી, ઓખા, બેડી, દીવ, ભાવનગર, માલવણ, ગોવા, રત્નાગિરિ વગેરે બીજાં બંદરો આવેલાં છે.

---

૧. મુંબઈ ઇલાકાનું ખોખું પાડી માંડવી બંદરથી ગોવા બંદર સુધીનાં બંદરો તથા અખાતો બતાવો.

૨. દ્વીપ અને દ્વીપકલ્પની વ્યાખ્યા કહો, અને એ બે વચ્ચેનો ફેર શો ?

---



*કિનારો કેવો હોવો જોઇએ તે માટે પાઠ ૧૧મો જુઓ.

×ધારાપુરીનું બીજું નામ એલીફન્ટા છે. ત્યાંની ગુફા જોવા જેવી છે. હાલમાં તેનો કેટલોક ભાગ તુટી પડયો છે. (પાસેનું ચિત્ર જુઓ.)

# પાઠ ૬

## ધોધ, રણ, સરોવર.

પાણીનો પ્રવાહ એકદમ ઊંચેથી પડતો હોય તેને ધોધ કહે છે. આપણા ઇલાકામાં સુરપાણ (નર્મદા નદીના મૂળ તરફ જતાં), ઘટપ્રભા અને ગેરસપા અથવા જોગનો ધોધ (દક્ષિણ વિભાગમાં) આવ્યા છે.




જ્યાં રેતીનાં મોટાં મેદાન હોય, વનસ્પતિ ન હોય, માણસોની વસ્તી ન હોય તે રણ કહેવાય છે. ગૂજરાતની પશ્ચિમે કચ્છનુ રણુ આવેલું છે. રણમાં ઊંટ ઉપર બેસીને લોકો મુસાફરી કરે છે.

દ્વીપ કે બેટથી ઉલટું હોય તે સરોવર કહેવાય અથવા તળાવ બહુ મોટું હોય તે સરોવર કહેવાય. ધાબર (ગૂજરાતમાં), તાનસા (થાણા જિલ્લામાં), તુળસી, વિહાર, પવાઈ (સબર્બન જિલ્લામાં) સરોવરો છે, છેલ્લાં ચાર સરોવરો મુંબઈ તથા મુંબઈ પરાના લોકોને પાણી પુરૂં પાડે છે.

---

૧. ધોધની વ્યાખ્યા આપો. ધોધનો ઉપયોગ શેમાં થાય ?

૨. રણમાં પાણી ન મળે ત્યારે લોકો શું કરતા હશે ?

૩. દ્વીપ અને સરોવરનું ચિત્ર બનાવી સમજાવો.

# પાઠ ૭

## હવામાન અને વરસાદ

**હવામાન**–સૂર્યની ગરમીથી જમીન તપે છે, એટલે ત્યાંની હવા પણ તપે. જ્યાં ઝાડપાન વધુ હોય, પાણીવાળો પ્રદેશ હોય, ત્યાંની હવા એકદમ તપતી નથી. રેતાળ જમીન તથા ખુલ્લી જમીન એકદમ તપે છે. હવા પ્રાણીમાત્રને ઉપયોગી છે, અને તેની અસર તેમના ઉપર થાય છે. શિયાળાનો દિવસ ટુંકો હોવાથી તાપ કમી લાગે છે. ત્યારે ઉનાળામાં લાંબા દિવસને લીધે તાપ વધુ લાગે છે. જમીન કરતાં પાણી જલદી તપતું નથી, તેથી દરિયા કિનારે તાપ કમી લાગે છે. અને જમીનના અંદરના ભાગમાં તાપ ટાઢ વધુ લાગે છે. છતાં ઉંચ પ્રદેશમાં તથા ઝાડપાન વાળી ફળદ્રુપ જમીનવાળા પ્રદેશમાં તાપ ઓછો લાગે છે. આથી ઘણા લોકો ઉનાળામાં માથેરાન, મહાબળેશ્વર, તીથલ વગેરે સ્થળે રહેવા જાય છે. આપણા ઇલાકામાં વધુમાં વધુ ગરમી બિજાપુર અને અમદાવાદ જિલ્લા (૧૧૦ સુધી) માં પડે છે. જ્યાં તાપ વધુ પડે છે, ત્યાંની હવા સુકી અને પાતળી હોય છે. (નીચેનો કોઠો જુઓ.)

### વર્ષના ગરમીના સરાસરી આંકડા×

| સ્થળ | મહાબળેશ્વર | સોલાપુર | પુના | મુંબઈ |
|---|---|---|---|---|
| ઉષ્ણતામાન | ૬૫ | ૭૯ | ૭૮ | ૮૦ |

× મરાઠી પરથી.

હવામાં અત્યારે ગરમી કેટલી છે, તે **ગરમી–માપક યંત્રથી** (થર્મોમિટર) સમજાય છે. (પાસેનું ચિત્ર જુઓ.)

**વરસાદ:**—જે હવા આપણે દરરોજ લઈએ છીએ, તેમાં ગરમી તથા ભેજ હોય છે. એ ભેજ ક્યાંથી આવ્યો? આખું જગત કોના ઉપર જીવે છે? સૂર્યના તાપથી નદી, સરોવર કે સમુદ્રના પાણીની વરાળ થઈ હવામાં ભળે છે. તેથી હવા ભેજવાળી થાય છે. વળી એ વરાળ ઉંચે ચઢી વાદળાં રૂપે બંધાઈ પાછાં ફોરાં રૂપે જમીન ઉપર પડે છે, તેને આપણે વરસાદ કહીએ છીએ. આપણા ઇલાકામાં મોન્સૂનના પવનને લીધે ચોમાસામાં નિયમિત વરસાદ વરસે છે. ઉનાળામાં સખત તાપથી હવામાં ભેજ વધે છે, અને જુન માસમાં તે ભેજવાળી હવા અરબી સમુદ્ર ઉપર થઈ વાદળાં રૂપે સહ્યાદ્રિ પર્વતને અથડાય છે, તેથી કોકણ (૧૫૦ ઇંચિ) અને કાનડા તરફ (૩૦૦ ઇંચિ) વધુ વરસાદ પડે છે. એમ વાદળીઓ ઠલવાતી છેક ઉત્તર તરફ જતાં વરસાદ કમી થતો જાય છે. મહારાષ્ટ્ર તથા મુંબઈમાં ૯૦ થી ૧૦૦ ઇંચિ સુધી, દક્ષિણ ગૂજરાતમાં ૫૫ થી ૬૫ ઇંચ સુધી, ઉત્તર ગૂજરાત તથા દક્ષિણ કાઠિયાવાડમાં ૩૦ થી ૪૦ ઇંચિ અને કચ્છ તથા ઉત્તર કાઠિયાવાડમાં તે ૧૦ થી ૨૦ ઇંચિ થઈ જાય છે. ડુંગરવાળા તથા ઝાડપાનવાળા ભાગમાં વરસાદ વધુ પડે છે. વરસાદ કેટલા



વરસાદ માપક યંત્ર

ઈંચિ પડયો તે વરસાદમાપક યંત્રથી સમજાય છે. (જુઓ ચિત્ર)

૧. તમે **થર્મૉમિટર** જોયાં છે? તે કઈ કઈ જાતનાં હોય છે?
૨. વરસાદ કેવી રીતે માપતા હશે?
૩. સખત તાપ અને ટાઢ પ્રાણી ઉપર શી અસર કરે છે?

# પાઠ ૮

## પેદાશ અને ઉદ્યોગધંધા

**પેદાશ**—આપણા ઈલાકામાં વસ્તીનો મોટો ભાગ ખેતી ઉપર ગુજરાન ચલાવે છે. ખેતી માટે જેમ જમીન સારી કસદાર તેમ તેમાં પાક સારો થાય છે. જમીનમાં પણ જુદી જુદી જાતો હોય છે. જેવી જમીન તેવો તેમાં પાક પાકે છે. દાખલા તરીકે કાળી જમીનમાં ખાસ કરીને કપાસ, જુવાર વગેરે થાય છે. કાંપવાળી જમીનમાં શેરડી, સુરણ, આદુ વગેરે થાય છે. જમીન સાથે ત્યાંનું હવામાન



તથા પાણી ઉપર પણ ખેતીનો આધાર રહેલો છે. દરેક પ્રાણીને ખોરાક, હવા અને પાણીની જરૂર છે, તેમ વનસ્પતિ તથા દરેક પાકને તેની જરૂર છે. એ માટે ખેડુતો પાક સારો ઉતારવા જમીનમાં ખાતર પુરે છે. ગુજરાતમાં ખાસ કરીને **ભરુચ** જિલ્લામાં કપાસ, ખેડા જિલ્લામાં **તમાકુ**, **પંચમહાલ** તરફ **મકાઈ** અને સૂરત જિલ્લામાં બાગાયતી ચીજો પાકે છે.



મહારાષ્ટ્રમાં ગોદાવરી તથા કૃષ્ણા નદીની આસપાસ તથા કોલ્હાપુર અને સાંગલીની આસપાસ શેરડી પાકે છે. મહારાષ્ટ્રમાં કેટલાક જિલ્લામાં કપાસ અને કોકણમાં ખાસ કરીને ડાંગર પાકે છે. સમુદ્ર કિનારે નાળિયેરનો પાક વધુ થાય છે. ઘઉં, બાજરી, કઠોળ, જુવાર, તેલીબીયાં (તલ, ખરેડી, સરસવ, ભોંયસીંગ) વગેરે દરેક સ્થળે થોડા ઘણા જથામાં પાકે છે. હાંસોટી ઘઉં અને સોલાપુરી જુવાર પ્રસિદ્ધ છે. સૂરત તથા વસઈ તરફ બાગાયતી પાક (શેરડી, કેળાં, સુરણ, પીંપર, અનનસ વગેરે) પાકે છે. (જુઓ ચિત્ર)

ઉદ્યોગધંધા—આપણા ઇલાકામાં લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે. ચોમાસામાં ખેતરો અને વાડીઓ લીલાંછમ દેખાય છે. શિયાળામાં અને ઉનાળામાં પણ કેટલાક ખેડુતો કોસ તથા રેંટ વડે પાણી પુરૂં પાડી કેટલોક પાક લે છે. ગૂજરાત અને કચ્છના લોકો વેપાર ખેડે છે, અને ઠેઠ જાપાન, અફ્રિકા, યુરોપ સુધી પહોંચ્યા છે. તેઓ પહેલાં સૂરતથી માલ મોકલતા અને લાવતા હવે

મુંબઈથી બધો માલ આયાત નિકાશ થાય છે. મહારાષ્ટ્ર કોંકણ તરફના ભણેલા લોકો નોકરી કરે છે. અમદાવાદ, મુંબઈ અને



સોલાપુરમાં કાપડની મીલો ઘણી છે. અને તેમાંથી કાપડની ગાંસડીઓ આફ્રિકા તથા હિન્દના બીજા ભાગમાં જાય છે.



ગામડાઓમાં હાથશાળો ઉપર થતું જાડું કાપડ વણાય છે, અને તે આપણા ઈલાકામાં ખપી જાય છે. સૂરત, નાશિક અને પુનામાં

રેશમી કાપડ વણાય છે. સૂરત અને અમદાવાદમાં કસબ, કસબી પટાઓ, કિનખાબ વગેરે બને છે. ધારવાડના ખંડ પ્રસિદ્ધ છે. શિહોર, પુના અને નાશિકમાં તાંબાપિત્તળનાં વાસણ સારાં બને છે. કચ્છમાં સોનાચાંદી ઉપર અને સૂરતમાં સુખડની પેટી તથા હાથીદાંત ઉપર કોતરકામ સારૂં થાય છે. કિનારાના માછીઓ, કોળીઓ, આગ્રીઓ માછલાં પકડવાનો ધંધો કરે છે. કેટલાક લોકો



વહાણ તથા આગબોટમાં ખલાસીનો ધંધો કરે છે, ધરાસણા, ખારાઘોડા, વસઈ, ભાંઈદર, ઉરણ, પેણ, કુર્લા વગેરે સ્થળે મીઠું પકવવાનો ઉદ્યોગ સારો ચાલે છે. આપણા ઈલાકામાં ઘણે સ્થળે સાબુ, કાચનો સામાન, દિવાસળી, સાકર, ગોળ વગેરે ઉદ્યોગો ચાલુ થયા છે. કિર્લોસ્કર વાડીમાં લોખંડી રેંટ તેમજ બીજો સામાન બને છે. તળેગાંવ તથા ઓગ્લે વાડીમાં કાચકામ સારૂં બને છે. વલસાડમાં રેંટ સારા બને છે,

---

૧. અગર એટલે શું ? તમે કઈ કઈ જાતનું મીઠું જોયું છે ?

૨. જમીનની જાતો ગણાવો.

૩. નીચેનાં વાક્યમાં હકીકત પુરો.

अ સૂરત જિલ્લામાં ........................................ પાકે છે.

ब ભરૂચ જિલ્લામાં ........................................ પાકે છે.

क પંચમહાલમાં ........................................ પાકે છે.

ड ખેડા જિલ્લામાં ........................................ પાકે છે.

इ કોકણમાં ........................................ પાકે છે.

૪. નીચેના વાક્યમાં શબ્દ પુરો.

अ મુંબાઈ ઇલાકાનો મુખ્ય ધંધો .................... છે.

ब અ .......... મુ .......... સો .......... માં કા .......... મીલો છે.

क સૂ .......... અ .......... માં કસબ, ક .......... અને કી .......... બને છે.

ड .................... તાંબા પિત્તળનાં વાસણો બને છે.

---

# પાઠ ૯

## ખનિજ, પ્રાણી, અને વનસ્પતિ

**ખનિજ**—આપણા ઇલાકામાં જમીનમાંથી ઘણી ચીજો ખોદી કાઢવામાં આવે છે. ખોદેલી વસ્તુઓ ખનિજથી ઓળખાય છે, અને જે જગાએ ખોદકામ થાય તે જગા ખાણથી ઓળખાય છે. ખાસ ખનિજો નીચે પ્રમાણે છે.

**લાદીના પત્થર:**—એની ઘણી જાતો છે. એ પોરબંદર તથા ધ્રાંગધ્રાની આસપાસથી નીકળે છે, અને પરદેશ ચઢે છે.

**કાળા પત્થર:**—એ ઉદવાડા તથા સોપાલાના ડુંગરમાંથી ખોદી કાઢવામાં આવે છે. સડક બાંધવાના તથા ઘર બાંધવાના વપરાશ માટે ઘણે સ્થળે ડુંગરોમાંથી પત્થર ખોદી કાઢવામાં આવે છે.

અકીકના પત્થર—રાજપીપળા સ્ટેટમાંથી નીકળે છે. અને તેને ખંભાત મોકલવામાં આવે છે. ત્યાં તેનાં એરીંગ, બોરીઆં, અછોડા વગેરે બને છે.

આરસના પત્થર:—આરાસુરના ડુંગરમાંથી નીકળે છે.

સોનું—ધારવાડ જિલ્લામાંથી નીકળે છે.

લોઢું—પંચમહાલ, કોકણ તથા મહારાષ્ટ્રમાંથી નીકળે છે.

તાંબુ—બિજાપુર જિલ્લામાંથી નીકળે છે.

મેંગેનિઝ—પંચમહાલમાં શિવરાજપુરના ડુંગરમાંથી અને ધારવાડ જિલ્લામાંથી નીકળે છે, તે પેન્સિલ બનાવવા માટે પરદેશ ચઢે છે.

સુરોખાર—રાધનપુર સ્ટેટમાંથી નીકળે છે.



પ્રાણીઓ:—દરેક પ્રાણીઓનો આધાર હવા પાણી ઉપર છે, અને તે પ્રમાણે વસેલાં નજરે પડે છે. ઊંટ, ઘોડા ગધેડાં, ગાય, બકરાં, ભેંસ હરણ, સાબર, શિયાળ, સસલાં વગેરે





પ્રાણી





સર્વ સ્થળે વસે છે, છતાં કચ્છ, કાઠિયાવાડના ઉત્તર ભાગમાં તથા ગૂજરાતના ઉત્તર ભાગમાં ઊંટ અને ગધેડાં વધુ પ્રમાણમાં નજરે પડે છે. ઉત્તર ગૂજરાતના મોટા બળદો અને મહારાષ્ટ્ર તરફ ઘાટી (બટકા) બળદો વખણાય છે. જાફરાબાદની ભેંસો પ્રસિદ્ધ છે. કાઠિયાવાડ તથા નગર હવેલીના ઘોડા વખણાય છે. મહારાષ્ટ્ર, કોંકણ તથા કાનડા તરફ જંગલોમાં મોટાં અજગરો તથા ઝેરી સાપો નજરે પડે છે. હિંસક પ્રાણીમાં સિંહ માત્ર ગિરનારનાજ જંગલમાં નજરે પડે છે. વાઘ, વરુ, રીંછ, ઝરખ વગેરે દરેક જંગલોમાં નજરે પડે છે. પોપટ, મરઘાં, ચકલાં, મોર, કબુતર વગેરે દરેક જાતનાં પક્ષીઓ દરેક સ્થળે નજરે પડે છે. જળમાં રહેનાર જળકૂકડી, મગર તથા સમૂદ્રમાં માછલીઓ ઘણી તરેહની નજરે પડે છે.





વનસ્પતિ—જેમ પ્રાણીઓ હવાપાણી પ્રમાણે વસે છે, તેમ વનસ્પતિ પણ હવા, પાણી, જમીન અને પૃથ્વીની રચના મુજબ ઊગેલી નજરે પડે છે. વનસ્પતિ પણ તેમને ભાવતી જમીન, જોઈતું પાણી અને તેને માફક આવે એવી હવા મળે તોજ ઊગે છે. દરિયાકાંઠાની વનસ્પતિ અને જમીનના અંદરના ભાગની વનસ્પતિ તે કારણને લીધેજ જુદી જુદી હોય છે. કેટલીક વનસ્પતિ ભેજવાળી હવામાં ઊગે છે ત્યારે કેટલીકને

સુકી હવા માફક આવે છે. કેટલીકને વધુ વરસાદ જોઈએ છે, ત્યારે કેટલીકને થોડો વરસાદ બસ હોય છે.

**મહુડાં, સીસમ, સાગ, રાયણ, વાંસ** વગેરેને ઘણું પાણી જોઈતું હોવાથી તે ઘણે ભાગે ડુંગરો ઉપર કે ડુંગરની તળેટીમાં ઊગે છે. આપણા ઈલાકામાં પંચમહાલનાં જંગલમાં મહુડાં, સીસમ, સાગ વગેરે થાય છે. ગિરના જંગલમાં સાગ થાય છે. **સહ્યાદ્રિ** પર્વતના ઘાટ ઉપર સાગ, સીસમ અને ખેરના ઝાડો પુષ્કળ થાય છે. કાનડા તરફ સુખડના ઝાડો થાય છે. ગુજરાતમાં સૂરત જિલ્લામાં કલમીઆંબાના ઝાડો પુષ્કળ થાય છે. એ વગર આંબા, લીમડા, ફણસ, બાવળ, પીંપળ, આમલી, ખજુરી, ચીકુ, દાડમ, પેરૂ, લીંબુ વગેરેના ઝાડો દરેક સ્થળે નજરે પડે છે. દહેણું તથા ઉનાઈ તરફ ખાખરના ઝાડો ઘણા થાય છે. દરિયાકાંઠે નાળિયેરી તથા સોપારીના ઝાડો થાય છે. વસઈ તથા સૂરત તરફ કેળ બહુ થાય છે. કોકણ તરફ ડુંગરો ઉપર કાજુના ઝાડો ઊગે છે.

---

૧. ખનિજ એટલે ? મુંબઈ ઇલાકાના ખોખામાં ખનિજ બતાવો.
૨. નીચેનાં વાકય પુરાં કરોઃ—

(૧) લાદીના પત્થર .................... નીકળે છે.
(૨) અકીકના પત્થર .................... નીકળે છે.
(૩) સોનું .................... નીકળે છે.
(૪) લોઢું .................... નીકળે છે.
(૫) તાંબુ .................... નીકળે છે.
(૬) મેંગેનિઝ .................... નીકળે છે.
(૭) સુરોખાર .................... નીકળે છે.

૩. મુંબઈ ઇલાકાના ખોખામાં જ્યાં પ્રાણી વસતાં હોય, ત્યાં તેનાં નામ લખો.
૪. મુંબઈ ઇલાકાના ખોખામાં વનસ્પતિ બતાવો.

# પાઠ ૧૦

## ભાષા, વસ્તી અને ધર્મો.

**ભાષા:**—કચ્છમાં કચ્છી, ગૂજરાતમાં ગુજરાતી, મહારાષ્ટ્રમાં મરાઠી અને કાનડામાં કાનડી ભાષા બોલાય છે. ઘણા મુસલમાનો ઘરમાં ઉર્દૂ ભાષા વાપરે છે. અંગ્રેજી ભાષા એક રાષ્ટ્ર ભાષા હોઇ દરેક સ્થળે વપરાય છે.

**કચ્છી ભાષા:**—સિંધી તથા ગુજરાતી ભાષા મિશ્રીત છે, છતાં લખવામાં ગુજરાતી લિપિ વપરાય છે. ગુજરાતી ભાષા બોલવા તથા લખવામાં એકજ વપરાય છે, છતાં બાળબોધ લિપિમાં કેટલાક લખે છે. મહારાષ્ટ્રમાં મરાઠી ભાષા બોલાય છે છતાં લખવામાં બાળબોધ અને મોડી એમ બે લિપિ વાપરે છે. કાનડી એક જુદીજ ભાષા છે. હાલમાં હિન્દી ભાષાનો પ્રચાર સર્વ સ્થળે થઈ રહ્યો છે.




**વસ્તી :**—જમીનની ફળદ્રુપતા, હવા–પાણી જ્યાં સારાં હોય, જ્યાં પાક સારો થતો હોય, જ્યાં ધંધો, રોજગાર મળતો હોય ત્યાં માણસની વસ્તી વધુ હોય છે. જ્યાં પાણીની તાણ પડતી હોય, જ્યાંના હવાપાણી ખરાબ હોય, ત્યાં માણસો

અને પ્રાણીઓ ઓછા પ્રમાણમાં રહે છે. આપણા ઇલાકામાં ગુજરાતની જમીન બીજા પ્રાંતો કરતાં વધુ ફળદ્રુપ હોવાથી વસ્તી ઘણી છે. આપણા ઇલાકામાં સવાબે કરોડ માણસ વસે છે. ધર્મ પ્રમાણે જોતાં હિન્દુઓની વસ્તી વધુ છે, અને ભાષા પ્રમાણે જોતાં મરાઠી ભાષા બોલનારા વધુ છે. (જુઓ પાસેનો નકશો.)

ધર્મો—આપણા ઇલાકામાં મુખ્ય ધર્મો નીચે પ્રમાણે છેઃ—

(૧) **હિન્દુ**—હિન્દુઓ હિન્દુ ધર્મ પાળે છે. એ ધર્મના સ્થાપક જગદ્‌ગુરૂ **શ્રીમચ્છંકરાચાર્ય** છે. હિન્દુ ધર્મમાં સ્માર્ત (શિવ), વૈષ્ણવ, સ્વામીનારાયણ, કબીર, દેવીપૂજક વગેરે પંથો છે. હિંદુઓનું જુનું ધર્મ પુસ્તક વેદ છે.

(૨) **જૈન**—એના સ્થાપક **શ્રી મહાવીરસ્વામી** છે. એ ધર્મમાં પણ દિગંબરી, શ્વેતાંબરી અને સ્થાનક વાસી વગેરે પંથો છે. કેટલાક જનો વૈષ્ણવ ધર્મ પાળે છે.

(૩) **ઇસ્લામ**—મુસલમાનો ઇસ્લામ ધર્મ પાળે છે. તેના સ્થાપક હજરત **મહંમદ પેગંબર** સાહેબ છે. એમાં પણ શિયા, સુન્નિ એવા બે પંથો છે. એ લોકોનું ધર્મપુસ્તક કુરાને શરીફ છે.

(૪) **જરથોસ્ત**—પારસીઓ એ ધર્મ પાળે છે. તેઓ અગ્નિ તથા જળની પૂજા કરે છે. એ ધર્મના સ્થાપક **જરથોસ્ત પેગંબર** સાહેબ છે. એમનું ધર્મ પુસ્તક અવસ્તા છે.

(૫) **ખ્રિસ્તી**—એ ધર્મના સ્થાપક ઇસુ **ખ્રિસ્ત** (જીજસ ક્રાઇસ્ટ) છે. યુરોપિયનો તથા દેશી ખ્રિસ્તીઓ એ ધર્મ પાળે છે. એમનું ધર્મ પુસ્તક બાયબલ છે.

(૧) મુંબઈ ઇલાકાનું ખોખું દોરી વસ્તીનો નકશો બનાવો.
(૨) મુખ્ય ધર્મ ક્યા ક્યા? તમે કયો ધર્મ પાળો છો?
(૩) કોઇપણ એક ધર્મગુરુની જીવનકથા ટુંકમાં કહો.

# પાઠ ૧૧

## આયાત, નિકાશ અને વેપાર

આયાત (પરદેશથી આવતો માલ)—જાત જાતનું કાપડ, સુતર, રૂ, સોનું, રૂપું, લોખંડ, બીજી ધાતુઓનો સામાન, સ્ટેશનરી સામાન, ચા, દારૂ, કાચનો સામાન, યંત્રો, વાજીંત્રો, દવાઓ, સુકાં ફળો, રેશમ, જાત જાતના રંગો, કોલસા, ઘડિયાળો, રમકડાં, કેરોસીન, પેટ્રોલ વગેરે.
હાલમાં જર્મન જાપાનથી વધુ આયાત થાય છે.

નિકાશ (પરદેશ જતો માલ)—રૂ, સુતર, ધાન્ય, તેલીબીયાં, સોનું, રૂપું, હાથીદાંત, અફીણ, દેશી કાપડ, ચા, ચામડાં, હાડકાં વગેરે.

વેપાર—આપણા દેશમાં બીજાં શહેરો કરતાં મુંબઈ બંદરનો વેપાર હિન્દમાં અને હિન્દ બહાર બહુજ મોટો છે, અગાઉ એ વેપાર સૂરત બંદરે ચાલતો. વેપાર માટે સારા બંદરની તથા રેલ્વેની સારી સગવડતા હોવી જોઈએ. એવી અનુકુળતા મુંબઈમાં હોવાથી તે વેપારીઓનું મોટું ધામ થઈ પડયું છે. તેના કારણો—(૧) એની ત્રણ બાજુએ દરિયો









આવ્યો છે, અને તે ઉંડા તથા શાંત છે; એટલે તેમાં વહાણ, આગબોટો સારી રીતે રહી શકે છે. (૨) મુંબઈ તથા હિન્દ પૃથ્વીના મધ્ય ભાગમાં હોવાથી ઘણી અનુકુળતાઓ છે. (૩) મુંબઈથી આખા હિન્દમાં ત્રણ મોટી રેલ્વેઓ પથરાયલી છે એટલે હિન્દમાંથી ઝટ માલ લાવી શકાય તથા મોકલી શકાય છે. (૪) મુંબઈની નજીકમાં ત્રણ મોટાં જુનાં શહેરો આવેલાં છે. (નાશિક, પુના અને સૂરત) (૫) મુંબઈથી પાકી સડકો ઠેઠ દિલ્હી, પુના વગેરે સ્થળે જાય છે, એટલે મોટર તથા ખટારા વડે પણ વેપાર ચાલે છે. (૬) મુંબઈનો આખી પૃથ્વી સાથે તાર, ટેલીફોન, રેડિયો અને વિમાની સર્વિસનો સંબંધ છે તેથી વેપાર તથા વ્યવહારને મદદ મળે છે.

---

૧. આયાત તથા નિકાશની વ્યાખ્યા સમજાવો.
૨. આયાત વધુ થાય તે સારૂં કે નિકાશ?
૩. બીજાં બંદરો કરતાં મુંબઈનો વેપાર વધુ છે એ શા માટે?

# પાઠ ૧૨

## વ્યવહારના માર્ગો

બહુ જુના વખતમાં જ્યારે પાકી સડકો ન હતી, ત્યારે લોકો સાંઢણી કે ઘોડા ઉપર બેસીને કે પગે ચાલીને એક સ્થળેથી બીજે સ્થળે જતા. પૈસાવાળા લોકો પાલખી કે મ્યાનાનો ઉપયોગ કરતા. ગામડામાં બળદ ગાડીનો ઉપયોગ

થતો. જેમ જેમ વખત જતો ગયો, અને રસ્તાઓ સારા બંધાતા ગયા એટલે ગાડાંઓ અને મોટરોનો ઉપયોગ થવા લાગ્યો. રેલ્વે થવાથી આગગાડી મારફત વ્યવહાર ચાલુ થયો. આ બધાં વ્યવહારનાં સાધનો જ્યારે ન હતાં, ત્યારે વેપાર કેવી રીતે ચાલતો? વણઝાર કે પોઠ મારફત માલ મોકલવામાં આવતો અને જતો. તેના રક્ષણ માટે માણસો રાખવાં પડતાં. આજે રેલ્વે, આગબોટ, વિમાન, મોટર વગેરે થવાથી બધી અડચણો દૂર થઈ ગઈ, અને દૂરનાં સ્થળો નજીક જેવાં થઈ પડયાં છે. બધાં સાધનોમાં આગગાડી સુખનું સાધન થઈ પડયું છે. આગગાડી પહેલાં વરાળયંત્રથી ચાલતી તેને બદલે કેટલેક સ્થળે હવે વીજળીથી ચાલુ થઈ છે, તેથી ઝટ આવજા થઈ શકે છે. રેલ્વે સાથે તારના થાંભલા નાંખેલા હોવાથી તરત ખબર પણ આપી શકાય છે.

આપણા ઇલાકામાં મુખ્ય રેલ્વે નીચે પ્રમાણે છેઃ—

(૧) ગ્રેટ ઇંડિયન પેનિનસ્યુલા રેલ્વે (જી. આઈ. પી). આ રેલ્વે પહોળા માપની છે. એની એક શાખા મુંબઈથી નાશિક થઈ દિલ્હી અને કલકત્તા તરફ જાય છે. ભુસાવળથી તેના બે ફાંટા પડે છે. બીજી શાખા પુના થઈ ઠેઠ મદ્રાસ સુધી જાય છે. મોટી શાખાઓમાંથી બીજી ઘણી નાની શાખાઓ નીકળેલી છે.

(૨) બોમ્બે બરોડા એન્ડ સેન્ટ્રલ ઇન્ડિયા રેલ્વે (બી. બી. એન્ડ સી. આઈ. રેલ્વે). આ રેલ્વે પણ પહોળા માપની છે. એની એક શાખા મુંબઈથી અમદાવાદ થઈ વિરમગામ સુધી અને બીજી શાખા મુંબઈથી વડોદરા, રતલામ થઈ ઠેઠ દિલ્હી જાય છે. આ રેલ્વેની પણ ઘણી ઉપશાખાઓ છે.

(૩) રજપુતાના માળવા રેલ્વે (આર. એમ. રેલ્વે). આ રેલ્વે મધ્યમ માપની છે. આ રેલ્વે અમદાવાદથી શરૂ થઇ મારવાડ થઈ દિલ્હી તરફ જાય છે. એની એક શાખા વિરમગામથી મ્હેસાણા તરફ જાય છે, આપણા ઇલાકામાં આ રેલ્વે બહુ પથરાયલી નથી.

(૪) સધર્ન મરાઠા રેલ્વે (એસ. એમ. રેલ્વે). આ રેલ્વે પણ મધ્યમ માપની છે. આ રેલ્વે પુનેથી શરૂ થઈ સરારા, ધારવાડ થઈ મ્હૈસુર તરફ જાય છે. એની પણ નાની શાખાઓ છે.

(૫) કાઠિયાવાડમાં ભાવનગર, જામનગર, ગોંડલ, જુનાગઢ, પોરબંદર વગેરે સ્ટેટોની રેલ્વે આવી છે. અમદાવાદથી ધંધુકા થઈ બોટાદ સુધી બી. બી. રેલ્વેનો ફાંટો જાય છે.

(૬) ગૂજરાત–કાઠિયાવાડમાં ગાયકવાડ સરકારે તેમના સ્ટેટમાં ઠામ ઠામ નાના માપની રેલ્વે કાઢેલી છે.

(૭) ગૂજરાતમાં નડિયાદથી કપડવંજ; ગોધરાથી લુણાવાડા; સૂરતથી નંદરબાર તરફ ટાપ્ટીવેલી; અંકલેશ્વરથી ભાડભૂત વગેરે રેલ્વેઓ આવી છે.

જળમાર્ગ:—અસલ ઘણાં શહેરો નદી કે સમુદ્ર કાંઠે વસાવતા તેથી બે ફાયદા થતા (૧) શહેરના લોકોને હવાપાણીનું સુખ મળતું, (૨) વહાણો મારફત માલ બહારગામ મોકલી શકાતો. આપણા ઇલાકામાં એવાં ઘણાં નાના મોટાં બંદરોથી વહાણો મારફત હજુએ વેપાર ચાલે છે, અને મોટાં બંદરોથી આગબોટથી વેપાર ચાલે છે. મુંબઈ, માંડવી, ઓખા, કારવાર વગેરે બંદરોમાં મોટી મોટી ગોદીઓ બાંધેલી છે. તેથી ત્યાં માલ સાચવી શકાય છે. આજકાલ આગબોટ માણુસોનું વાહન થઈ પડયું છે અને ઘણા લોકો બોટમાં બેસી પોતાને વતન

જાય છે. કોકણમાં રેલ્વે નહિ હોવાથી ત્યાંના લોકોને જળ માર્ગે જ આવજા કરવી પડે છે. એ માટે નિયમિત આગબોટો મુંબઈથી ઉપડે છે.

**પાકી સડકો:**—મુંબઈથી ઠેઠ દિલ્હી, પુના, સતારા, નાશિક, સોલાપુર, કોલ્હાપુર, મહાબળેશ્વર વગેરે સ્થળે પાકી સડક છે. ગૂજરાતમાં પણ ઘણે સ્થળે પાકી સડકો છે. પાકી સડકો ઉપર હાલમાં ઠેરઠેર મોટર સર્વિસ ચાલુ થઈ છે.

---

૧. વ્યવહારના માર્ગો કયા કયા તે ગણાવો.
૨. કયા સાધનોથી વેપારને સવડતા મળે ?
૩. રેલ્વે ન હતી ત્યારે કેવી રીતે માલ જતો ?
૪. મુંબઈ ઈલાકાનું ખોખું દોરી મોટી મોટી રેલ્વે પાડી બતાવો.

# પાઠ ૧૩

## હવાખાવાનાં તથા જાત્રાનાં સ્થળો

દરેક જીવોને જીવવાને સારી હવા, સારો ખોરાક અને સ્વચ્છ પાણીની જરૂર છે. ખોરાક અને પાણી વગર અમુક વખત ચલાવી શકાય પણ હવા વગર એક મિનિટ પણ ચાલતું નથી. તેમાં શરીરે માંદા માણસોને સારી હવાની ખાસ જરૂર છે. આપણા ઈલાકામાં ડુમસ, તીથલ, દેવલાલી, નાશિક, માથેરાન, મહાબળેશ્વર, બોરડી વગેરે હવા ખાવાનાં સ્થળો છે.

**જાત્રાના સ્થળો**—દ્વારકાં, ડાકોર, સિદ્ધપુર, બહુચરાજી, અંબાજી, ઉનાઈ, નાશિક, ત્રંબક, પંઢરપુર અને ગોકર્ણ (હિંદુઓનાં), ઉદવાડા (પારસીઓનું), ગિરનાર, શેત્રુંજો (જૈનોનાં).

---

૧. કેવા સ્થળની હવા સારી ગણાય ? હવાખાવાનાં સ્થળો કહો.
૨. તમારે તમારા ગામથી દ્વારકાં જવું છે તો કયે કયે રસ્તે જશો ?

# પાઠ ૧૪

## રાજ્ય વ્યવસ્થા

ગામડામાં અધિકારી પોલીસપટેલ અને **તલાટી;** પેટા-મહાલમાં **મહાલકારી;** તાલુકામાં **મામલતદાર** અને જિલ્લામાં **કલેક્ટર** હોય છે. કલેક્ટરના ઉપરી વિભાગના **કમિશ્નરથી** ઓળખાય છે. આપણા ઇલાકામાં એવા ચાર વિભાગ છે. દરેક કમિશ્નરોના ઉપરી અધિકારી **ગવર્નર*** હોય છે. ગવર્નરની નીમણુંક નામદાર



**શાહેનશાહ** પાંચ વર્ષ માટે કરે છે. નવા બંધારણ પ્રમાણે સિંધ વિભાગ આપણા ઇલાકામાંથી છૂટો પડયો છે, એટલે બાકીના વિભાગ મુંબઈ ઇલાકાથી ઓળખાય છે. તેમાં દેશી રાજ્યોની એજન્સીઓ હવેથી સીધી વાઇસરૉય સાહેબની દેખરેખ નીચે મૂકવામાં આવી છે.

નવા બંધારણ પ્રમાણે મુંબઈ ઇલાકાનો વહીવટ ચલાવવા બે સભાઓ સ્થાપી છે (૧) **લેજિસ્લેટિવ એસેમ્બલી** અને (૨) **લેજિસ્લેટિવ કાઉન્સિલ.**

---

*સર રોજર **લુમલી** હાલમાં ગવર્નર છે.

પહેલી સભામાં ૧૭૫ લોકોના ચૂંટેલા સભાસદો હોય છે. ત્યારે બીજી સભામાં ૨૯ કે ૩૦ સભાસદો હોય છે અને તેમાં ૩ કે ૪ની નીમણુંક કરવાની સત્તા ગવર્નરને હોય છે. પહેલી સભાની મુદત પાંચ વર્ષની છે. ત્યારે બીજી સભાના સભાસદો જીવંત પર્યંત રહેશે.

કોઈપણ ખરડો બંને સભામાંથી પસાર થયા પછી ગવર્નર તેને બહાલી આપશે, એટલે તે કાયદારૂપે અમલમાં મૂકાશે. એ ઉપરાંત ગવર્નરને અમુક ખાસ સત્તાઓ સોંપેલી હોય છે. કાઉન્સિલ હોલમાં ધારાસભા ભરાય છે. (જુઓ ચિત્ર)

રાજ્યવહીવટ સરસ રીતે ચલાવવાને પહેલી સભામાંથી કેટલાક પ્રધાનો ચુંટી કાઢી તેમને જુદાં જુદાં ખાતાં સોંપવામાં આવ્યાં છે. આપણા ઇલાકામાં એવા આઠ પ્રધાનોનું પ્રધાનમંડળ રાખવામાં આવ્યું છે, અને તેમને એક એક ખાતું સોંપવામાં આવ્યું છે.

મુખ્ય ખાતાંઓ:—આરોગ્ય ખાતું; આબકારી ખાતું; કેળવણી ખાતું; જંગલ ખાતું; કાયદા અને વ્યવસ્થાનું ખાતું; જાહેર બાંધકામ ખાતું; મ્યુનિસિપાલ અને લોકલબોર્ડ ખાતું; વૈદક અને નાણાં ખાતું વગેરે.

બીજી સભામાં સરકારના નીમેલા સભાસદોને પોલિસ ખાતું; વસુલાત ખાતું; જેલખાતું વગેરેનો વહીવટ સોંપેલો હોય છે.

ન્યાયખાતાનો વહીવટ મુંબઈની હાઈકોર્ટના તાબામાં હોય છે અને તે ગવર્નરથી તદ્દન સ્વતંત્ર છે.

---

૧. નીચેનાં વાક્ય પુરાં કરો.

(૧) ગામડામાં અધિકારી પોલીસ પટેલ હોય છે.

(૨) તાલુકામાં અધિકારી ........................ હોય છે.
(૩) જિલ્લામાં અધિકારી હોય છે.
(૪) વિભાગમાં અધિકારી હોય છે.
(૫) ઇલાકામાં અધિકારી હોય છે.

૨. ધારાસભા વિષે તમે શું જાણો છો ?
૩. હાલના ગવર્નરનું નામ શું ? તેની નીમણુંક કોણ કરે છે.



# પાઠ ૧૫

## ગૂજરાત અને ઉત્તર વિભાગ

[ગૂજરાતી ભાષા બોલનારાઓનો દેશ]

ઉત્તર વિભાગનો મોટો ભાગ ગૂજરાતમાં આવેલો છે. તેની સાથે રાજ્યવહીવટ ચલાવવા કોંકણમાંનો થાણા જિલ્લો જોડેલો છે. ઉત્તર વિભાગ નામ શાથી પડયું ? જ્યારે પેશ્વાનું રાજ્ય અંગ્રેજ સરકારના હાથમાં આવ્યું, (ઈ. સ. ૧૮૧૮માં) ત્યારે તેનો વહીવટ ચલાવવા સરકારે ત્રણ ભાગ પાડયા હતા. તેમાંનો ઉત્તરનો મૂલક તે ઉત્તર વિભાગ ગણાયો, મધ્યમાં આવેલો મૂલક તે મધ્ય વિભાગ ગણાયો અને દક્ષીણમાં આવેલો મૂલક દક્ષિણ વિભાગથી ઓળખાયો. સબર્બન જિલ્લો પહેલાં થાણા જિલ્લાનો ભાગ હતો, પણ મુંબઈની વસ્તી વધી જવાથી મુંબઇને સ્વતંત્ર વિભાગ કર્યો અને તેમાં થાણા જિલ્લાનો દક્ષિણ સાષ્ટીનો મૂલક ઉમેરી મુંબઈ પરાં વિભાગ નામ આપ્યું છે. સબર્બનનો કેટલોક વહીવટ ઉત્તર વિભાગને સોંપેલો છે.

થાણા જિલ્લો તથા મુંબઇ સબર્બનમાં મરાઠી–ગૂજરાતી ભાષા બોલાય છે, ત્યારે ગૂજરાતના બીજા જિલ્લાઓમાં ગૂજરાતી ભાષા બોલાય છે. ગૂજરાતના લોકો વેપાર ખેડવામાં સાહસિક અને



તીવ્ર બુદ્ધિવાળા હોય છે. રાજ્ય વહીવટ ચલાવવામાં નાગરો તથા વાણીઆઓ મુત્સદ્દીગિરિ માટે જુના સમયથી ખ્યાતિ ધરાવે છે. આજે પણ મહાત્મા ગાંધીજી તેમનો પુરાવો છે. તેમની મુત્સદ્દીગિરિ માટે આખી દુનિયા છક થઈ ગઈ છે. તેઓ દેશની સેવા ઉઠાવી રહ્યા છે.

આ વિભાગની આસપાસ ઘણા દેશી રાજ્યો આવેલાં છે. ફીરંગીઓનાં સંસ્થાન પણ આપણા ગૂજરાતમાં છે.

ઇતિહાસ—થાણા જિલ્લો બાદ કરતાં બાકીનો બધો પ્રદેશ ગૂજરાત પ્રાન્તથી ઓળખાય છે. ગૂજરાતમાં મૂળ રજપુત રાજ્યો હતાં, તેમાં સિદ્ધરાજ બળવાન રાજા થઇ ગયો. પછીથી મુસલમાનોની સત્તા ગૂજરાત ઉપર આવી. તેમાં અહમદશાહે અમદાવાદ વસાવી ગૂજરાતનું સ્વતંત્ર રાજ્ય બનાવ્યું. તેના વંશમાં મહમદ બેગડો મહાન સુલતાન થઈ ગયો. એના પછી ગાયકવાડ અને પેશ્વાની સત્તા ગૂજરાત ઉપર સ્થપાઈ. ઈ. સ. ૧૮૧૮માં પેશ્વાને અંગ્રેજ સરકારે હરાવી ગૂજરાત તાબે કર્યું, અને ગાયકવાડ સાથે કોલકરાર કરી હાલની સ્થિતિમાં ગૂજરાતને આણ્યું. ગાયકવાડનાં તાબાનાં દેશી રાજ્યનો વહીવટ અમુક ખંડણી ગાયકવાડ સરકારને આપવાની નક્કી કરી, ત્યાં પોતાના અધિકારીઓ નીમી તેમના રક્ષણ માટે સ્વતંત્ર લશ્કર રાખ્યું. નવા સુધારા પ્રમાણે બધાં દેશી રાજ્યોની એજન્સીઓ બનાવી વાઈસરોય સાહેબની દેખરેખ

નીચે મૂકવામાં આવી છે. હવે આપણા ગૂજરાતની હકીકત ભાગવાર તપાસીએ.

| ખાલસા મૂલક (અંગ્રેજસરકારનો) | દેશી રાજ્ય અને એજન્સીઓ. |
|---|---|
| (૧) અમદાવાદ જિલ્લો | (૧) વડોદરા સંસ્થાન |
| (૨) ખેડા જિલ્લો | (૨) પશ્ચિમ હિન્દ સ્ટેટ્સ એજન્સી |
| (૩) ભરૂચ-પંચમહાલ જિલ્લો | (૩) ગૂજરાત સ્ટેટ્સ એજન્સી |
| (૪) સૂરત જિલ્લો | (૪) પાલણપુર અને દાંતાના રાજ્યો |
| (૫) થાણા જિલ્લો | (૫) ફીરંગીઓનું સ્વતંત્ર રાજ્ય |

આ પ્રમાણે આપણા ગુજરાતમાં આવેલા ભાગો છે. થાણા જિલ્લામાં ગુજરાતીઓની વસ્તી ઓછી છે. પહેલા પાંચ જિલ્લા ઉત્તર વિભાગથી ઓળખાય છે.

---

## પાઠ ૧૬

### ઉત્તર વિભાગ [સામાન્ય વર્ણન]

અંગ્રેજ સરકારના હાથમાં પેશ્વાનો મુલક આવ્યા પછી તેના ત્રણ ભાગ પાડ્યા હતા. તેમાંનો ઉત્તરનો ભાગ તે આપણો ઉત્તર વિભાગ.

**સીમા:**—ઉત્તરે મહેસાણા પ્રાન્ત અને મહી નદી ઉપરનાં દેશી રાજ્યો.

દક્ષિણે—ખંભાતનો અખાત, કોકણ તથા મધ્ય વિભાગ.

પૂર્વે—રેવાકાંઠાનાં દેશી રાજ્યો અને ગાયકવાડનો મૂલક

પશ્ચિમે—કાઠિયાવાડ તથા અરબીસમુદ્ર.

**ભૂમિ રચના**—આ વિભાગની જમીન સપાટ છે. છતાં ઉત્તર-પૂર્વના ભાગમાં ડુંગરોને લીધે તે તરફનો ભાગ ઉંચાણ પડતો છે અને તેથી બધી નદીઓ દક્ષિણ તથા પશ્ચિમ તરફ વહે છે. આ વિભાગમાં નદીઓ ઘણી હોવાથી જમીન ફળદ્રુપ છે. કાંઠાની જમીન ખારપાટવાળી અને કેટલેક સ્થળે અગરો બનાવવામાં આવ્યા છે. મહી નદીની આસપાસ ઉંડાં કોતરો આવ્યાં છે.

**ડુંગરો**—પાવાગઢ; રાજપિપળા; પારનેરા.

**નદીઓ:**—

**સાબરમતી**—અરવલ્લીના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. તેને હાથમતી, વાત્રક, ખારી, મેશ્વો અને માજુમ નદીઓ મળે છે. ઉત્તર વિભાગની રાજધાની અમદાવાદ એ નદી ઉપર આવ્યું છે.

**મહી**—માળવાના ઉચ્ચ પ્રદેશમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. આ નદીના મુખ આગળ ખંભાત આવેલું છે.

**નર્મદા**—વિંધ્યાચળ પર્વતના અમરકંટક આગળથી નીકળી ખંભાતના અખાતને મળે છે. મૂળ તરફ જતાં સૂરપાણનો ધોધ આવે છે, આ નદી ઉપર ભરૂચ તથા શુકલતીર્થ આવ્યાં છે. આ વિભાગમાં લાંબામાં લાંબી (૮૦૦ મૈલ) નદી છે. એના મુખ આગળ કેટલાક બેટ઼ા આવેલા છે. મુખથી ૩૨ મૈલ સુધી વહાણો ફરી શકે છે.

**તાપી**—નર્મદાથી નાની (૪૪૦ મૈલ) આ નદી છે.
સાતપુડાના ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. આ નદી ઉપર સૂરત, રાંદેર, ડુમસ શહેરો આવેલાં છે. સૂરત સુધી વહાણો જઈ શકે છે. એ સિવાય વિશ્વામિત્રી, ઢાઢર, મિંઢોળા, પૂર્ણા, અંબિકા, પાર, દંમણગંગા વગેરે નદીઓ આવેલી છે.

**આબોહવા અને વરસાદ**:—ઉત્તરના ભાગમાં તાપ ટાઢ બહુ પડે છે. કિનારાની હવા સમધાત છે. મધ્યભાગમાં ઊનાળામાં તાપ સખત પડે છે અને કિનારા તરફ કમી પડે છે. એકંદરે આ વિભાગનાં હવા પાણી સારાં છે. થાણા જિલ્લાના જંગલો તરફની હવા બહુ સારી નથી.

ઉત્તર ભાગમાં ૨૦થી ૩૦ ઇંચ વરસાદ પડે છે. દક્ષિણ ભાગમાં તે વધીને ૪૦થી ૬૦ ઇંચ સુધી થાય છે. થાણા જિલ્લામાં તે વધીને ૧૧૦ ઇંચ સુધી પડે છે.

**બેટ**:—પીરમ, ઘોઘા પાસે આવ્યો છે.

**અખાત**:—ખંભાતનો.



વજ્રેશ્વરીનું ચિત્ર

**ખાડી:**—થાણાની, વસઈની, સંજાણની, ઉંમરગામની વગેરે.

**તળાવ:**—નળ, કાંકરીઉં, ચંડોળા (અમદાવાદ પાસે), સરખેજનું (સરખેજ), મુનસર (વિરમગામ), મલાવ અને માન (ધોળકા પાસે), પાલન (સૂરત જિલ્લામાં).

**ઉના પાણીના ઝરા:**—લસુંદ્રા, ટૂવા, ઉનાઈ અને વજાબાઈના.

**વનસ્પતિ અને પાક:**—આ વિભાગમાં આંબા, રાયણ, ખજુરી, મહુડાં, કેળ, આમલી વગેરેના ઝાડો પુષ્કળ થાય છે. પંચમહાલ તથા થાણા જિલ્લામાં ડુંગરો ઉપર સાગ, ખેર અને સીસમના ઝાડો થાય છે, લીમડો, પીંપળ, બાવળ, વડ દરેક સ્થળે ઊગે છે.

અમદાવાદ જિલ્લામાં ઘઉં, ખેડા જિલ્લામાં તમાકુ, ભરુચ જિલ્લામાં કપાસ, પંચમહાલ તરફ મકાઈ, સૂરત જિલ્લામાં બાગાયતી પાક અને થાણા જિલ્લામાં ડાંગર મુખ્ય પાક છે. એ સિવાય જુવાર, કઠોળ, બાજરી, કેરી, કેળાં દરેક જિલ્લામાં થાય છે.

**ખનિજ:**—અકીક—રાજપિપળાના ડુંગરમાંથી નીકળે છે.

સીસું—, મેંગેનિઝ—, લોઢું— } પંચમહાલના ભાગોમાંથી નીકળે છે.

પત્થર—ઉદવાડા પાસેથી કાઢવામાં આવે છે.

**ઉદ્યોગધંધા:**—મુખ્ય ધંધો ખેતીનો છે. અમદાવાદ, વિરમગામ, નડિયાદ, ભરુચ અને સૂરતમાં કાપડની મીલો છે. હાથવણાટનો ઉદ્યોગ થોડો ઘણો દરેક ગામડામાં જોવામાં આવે છે, અમદાવાદ તથા સૂરતમાં રેશમી તથા જરીકામનો ધંધો સારો ચાલે છે. આ વિભાગના

ઘણા લોકો પરદેશમાં મોટા વેપારી છે અને પૈસે-ટકે સુખી છે. થાણા, બોરીવલી અને અમદાવાદમાં દિવાસળીનાં કારખાનાં છે. કપડવંજમાં સાબુ અને કાચકામ સારાં બને છે.

**ખોરાક**—મુખ્ય ખોરાક સવારમાં દાળભાત શાક રોટલી ખાવાનો રિવાજ છે. સાંજે બાજરી, જુવાર, ઘઉં કે ચોખાનો ઉપયોગ થાય છે.

**આયાત**—યંત્રો, ખાંડ, ચા, કાચનો સામાન, કોલસા, કેરોસીન, કાપડ, રંગો, દવાઓ, રમકડાં, સ્ટેશનરી સામાન વગેરે.

**નિકાશ**—કપાસ, મગફળી, ધાન્ય, ઘી, કાપડ, કેરી, સૂંઠ, મહુડાં, લાકડાં, ડાંગર, તમાકુ, લોઢું, મેંગેનિઝ, દિવાસળી વગેરે.

**ભાષા અને ધર્મ**—મુખ્ય ભાષા ગુજરાતી છે. મુસલમાનો ઘરમાં ઉર્દુ ભાષા વાપરે છે. થાણા જિલ્લામાં મરાઠી ભાષા બોલાય છે. જંગલમાં રહેનારની ભાષા જુદીજ હોય છે.

**મુખ્ય ધર્મ**—હિન્દુ, જૈન, ઇસ્લામ, જરથોસ્ત અને ખ્રિસ્તી છે. હવે આપણે જિલ્લાવાર તપાસીએ.

---

૧. ગૂજરાત વિષે તમે જે જાણતા હો તે કહો.
૨. ગૂજરાતનો નકશો દોરી તેમાં ઉત્તર વિભાગ બતાવો.
૩. ઉત્તર વિભાગના લોકો સુખી છે શાથી ?
૪. ઉત્તર વિભાગની જમીન રસાળ છે શા માટે ?



# પાઠ ૧૭

## અમદાવાદ જિલ્લો

[ કાપડનો જિલ્લો ]

ઉત્તર વિભાગના બધા જિલ્લાઓમાં ઉદ્યોગમાં, વસ્તીમાં અને ક્ષેત્રફળમાં મોટો એવો આ જિલ્લો ગૂજરાતની ઉત્તરે આવ્યો છે. તેનો ઘોઘા મહાલ ઠેઠ ભાવનગર પાસે આવેલો છે, ત્યારે મોડાસા મહાલ તથા પ્રાન્તિજ તાલુકો જિલ્લાથી દૂર છૂટા ભાગોમાં આવેલો છે.



નદી—સાબરમતી, એને હાથમતી નદી મળે છે. તેમાંથી નહેરો કાઢેલી છે.

**હવામાન**—દરિયો દૂર હોવાથી તાપ–તાઢ વધુ પડે છે. માત્ર ઘોઘા મહાલમાં દરિયા નજીક તાપ, તાઢ કમી લાગે છે.

ઉદ્યોગ ધંધો—મુખ્ય ધંધો ખેતીનો. *ઘઉં, તેલીબીયાં, જુવાર, બાજરી વગેરે પાક પાકે છે, છતાં મોટો ઉદ્યોગ મીલનો છે. એકલા અમદાવાદમાંજ ૭૮ મીલો છે. એ સિવાય ગામડાંમાં ગામઠી કાપડ વણાય છે. આ જિલ્લામાંથી ઘણું કાપડ પરદેશ ચઢે છે, એટલે એને કાપડનો જિલ્લો પણ કહી શકાય.

---

*ઘઉંની ભાખરી, બાજરીના રોટલા બનાવે છે. થાણા જિલ્લામાં ચોખાના લોટના રોટલા ખાય છે.

**તાલુકાઓઃ**—ઉત્તર દસક્રોઈ, દક્ષિણ દસક્રોઈ, વિરમગામ, પ્રાન્તીજ ધોળકા અને ધંધુકા એ સિવાય મોડાસા, સાણંદ અને ઘોઘા પેટામહાલ છે.

**મુખ્ય સ્થળોઃ**—

**અમદાવાદ**—જિલ્લાનું તથા ઉત્તર વિભાગનું મુખ્ય સ્થળ છે. ત્યાં ઉત્તર વિભાગના કમિશ્નર સાહેબ તથા જિલ્લાના કલેકટર રહે છે. અહ્મદશાહ નામના ગૂજરાતના સુલતાને ઈ. સ. ૧૪૧૨માં આ શહેર વસાવી પોતાના નામ પરથી **અહમદાબાદ** નામ રાખી રાજ્યની રાજધાની બનાવી. અહીં ઘણી કાપડની મીલો છે. અહીંનું કિનખાબ તથા રેશમી કાપડ પ્રસિદ્ધ છે. આખા ગૂજરાતની વસ્તીમાં તથા ઉદ્યોગમાં એના જેવું બીજું એક મોટું શહેર નથી. મીલ ઉદ્યોગ માટે આખા હિન્દમાં એ ત્રીજા નંબરનું શહેર છે. અહીં હઠીસીંગનું દહેરૂં, કાંકરીઉં તળાવ, દાદા હરિની વાવ, શાહઆલમનો રોજો, જુમા મસિદ, દરિયાખાનનો ઘૂમટ, કૉલેજોના મકાનો વગેરે જોવા લાયક છે. અમદાવાદ મોટું રેલ્વે *જંકશન છે.

**વિરમગામ**—તાલુકાનું મુખ્ય ગામ છે. ત્યાં રૂનો મોટો વેપાર ચાલે છે. અહીં મુનસર તળાવ (મીનળદેવીએ બંધાવેલું) છે.

**ખારાઘોડા**—પાસે કચ્છનું રણ છે. અહીંનું પાણી બહુ ખારૂં છે તેથી ત્યાં કુવા ખોદી વરાગડું **મીઠું** પકવવામાં આવે છે.

* જ્યાં આગળ રેલ્વેના ઘણા ફાંટાઓ મળે, તે સ્ટેશન **જંકશન** કહેવાય છે.

ધોળકા—અહીંનાં સૂંઠ તથા દાડમ વખણાય છે. પાંડવોના વખતની વિરાટનગરી અહીં હતી. અહીં પણ મીનળદેવીએ મલાવ તળાવ બંધાવ્યું છે.

ઘોઘા—પ્રાચીન બંદર હતું. હાલમાં બંદર નથી, પણ હવા ખાવાનું સ્થળ છે.

---

૧. અમદાવાદ કોણે વસાવ્યું ? ક્યા કારણથી વસાવ્યું ?
૨. અમદાવાદની આબાદી શાથી વધી અને વધે છે ?
૩. અમદાવાદ જિલ્લાનો નકશો બનાવી તેનાં મુખ્ય સ્થળો બતાવો.
૪. મીઠું કઈ કઈ જાતનું છે ? વરાગડું મીઠું ક્યાં બને છે ? કેવી રીતે બનાવે છે ?
૫. અમદાવાદને કાપડનો જિલ્લો શા માટે કહ્યો ?

## પાઠ ૧૮

### ખેડા જિલ્લો [તમાકુનો જિલ્લો]

આ જિલ્લાનો ઘણો ભાગ **ચરોતરથી** ઓળખાય છે. ક્ષેત્રફળમાં અમદાવાદ જિલ્લાથી અર્ધો છે, પણ વસ્તી પ્રમાણમાં વધુ છે. આખા ઇલાકામાં ઘાડી વસ્તી–વાળો જિલ્લો આ છે.




**નદી:**—મહી અને સાબરમતી. મહી નદી મુખ આગળ બહુ પહોળી છે, તેથી તેને મહીસાગર પણ કહે છે.

હવામાનઃ—તાપ ટાઢ વધુ પડે છે. છતાં એકંદરે હવાપાણી સારાં હોવાથી લોકોની તંદુરસ્તી સારી રહે છે.

ઉદ્યોગધંધાઃ—મુખ્ય ધંધો ખેતી છે. કપડવંજમાં કાચ તથા સાબુનાં કારખાનાં છે. નડિયાદમાં બે કાપડની મીલો છે, માજુમ નદી આગળથી અકીકના પત્થર નીકળે છે, તેને ખંભાત મોકલવામાં આવે છે. તમાકુનો પાક ઘણો થાય છે અને તે બહારગામ ચઢે છે. એ સિવાય બાજરી, વરીયાળી, જીરૂ, તુવેર વગેરે પાકે છે.

તાલુકાઓઃ—કપડવંજ, ઠાસરા, આણંદ, નડિઆદ, મહેમદાવાદ, માતર અને બોરસદ.

મુખ્ય સ્થળોઃ—

ખેડાઃ—જિલ્લાનું મુખ્ય સ્થળ વાત્રક અને શેઢી નદીના સંગમ ઉપર છે. અહીં કલેકટર રહે છે.

નડિઆદઃ—આ જિલ્લામાં વસ્તીમાં મોટામાં મોટું શહેર છે. અહીં સુતરાઉ કાપડની બે મીલો છે. સંતરામનું મંદિર અને મિસન હોસ્પિટલ જોવા જેવાં છે. અહીંથી કપડવંજ જવાને નાના માપની રેલ્વે છે.

કપડવંજ—વેપારનું સ્થળ છે. અહીં કાચ તથા સાબુનાં કારખાનાં જોવા જેવાં છે. ટાવર, કુંડ અને વાવ જોવા લાયક સ્થળો છે.

આણંદઃ—રેલ્વે જંકશન છે. ત્યાંથી ખંભાત, ડાકોર, અમદાવાદ અને વડોદરા જવાને રેલ્વેના ફાંટા આવેલા છે. શહેરમાં હોસ્પિટલ તથા તળાવ જોવા લાયક છે.

**ડાકોર:**—હિન્દુઓનું જાત્રાનું ધામ છે. ત્યાં રણછોડરાયનું મંદિર તથા ગોમતી તળાવ જોવા લાયક છે.

**વડતાલ:**—સ્વામીનારાયણ નામના હિન્દુપંથનું જાત્રાનું ધામ છે.

**મહેમદાવાદ:**—ઈ. સ. ૧૪૭૯માં મહમુદ બેગડાએ વસાવી મહમુદાબાદ નામ રાખ્યું હતું.

**લસુંદ્રા:**—અહીં ઉના પાણીના કુંડ છે.

---

૧. આ જિલ્લાનો મુખ્ય પાક કયો ?

૨. ઉત્તર વિભાગનો નકશો દોરી માંહે ખેડા જિલ્લો બનાવો અને મુખ્ય સ્થળો પુરો.

૩. ડાકોરનું રણછોડરાયનું ધામ પહેલાં ક્યાં હતું ? કોણે બદલ્યું ?

# પાઠ ૧૯

## ભરુચ—પંચમહાલ સંયુક્ત જિલ્લો

[ કપાસ, મહુડાં અને મકાઈનો જિલ્લો ]

પહેલાં ભરુચ અને પંચમહાલ જુદા જિલ્લા હતા હાલમાં બંનેનો એક જિલ્લો ગણવામાં આવ્યો છે. આ જિલ્લામાં પાવાગઢનો ઉંચો ડુંગર (૨૫૦૦ ફૂટ) આવ્યો છે. પંચમહાલના પૂર્વના ભાગોમાં ડુંગરો છે અને ત્યાં જંગલો આવેલાં છે. બાકીનો ભાગ સપાટ છે. ભરુચ જિલ્લાનો દક્ષિણ ભાગ કાનમથી



ઓળખાય છે. કાનમની જમીન કાળી છે, અને તેમાં ઉંચીજાતનો કપાસ પાકે છે. પંચમહાલ તરફ મકાઈ, મહુડાં બહુ થાય છે.

**નદી:**—નર્મદા. (રેવાનામથી પણ ઓળખાય છે.)

**હવામાન:**—અંદરના ભાગમાં તથા પંચમહાલ તરફ તાપ ટાઢ બહુ પડે છે. પંચમહાલના જંગલોની હવા સારી નથી. કિનારાની હવા ઠંડી રહે છે.

**ઉદ્યોગધંધા:**–મુખ્ય ધંધો ખેતી છે. નર્મદા નદીમાં બેટ ઉપર પુષ્કળ ખેતી થાય છે. બેટમાં ખાવાનો તમાકુ સારો થાય છે. કપાસના પાકને લીધે જીનો ઠામ ઠામ આવેલાં છે. ભરૂચથી રૂ બહારગામ ચઢે છે. પંચમહાલમાંથી મહુડાં, લાકડાં અને મકાઈ બહારગામ ચઢે છે. પાવાગઢ પાસેથી મેંગેનિઝ અને ડુંગરોમાંથી સીસું તથા લોખંડ નીકળે છે અને પરદેશ ચઢે છે.

**તાલુકાઓ:**–ભરૂચ, અંકલેશ્વર, વાઘરા, જંબુસર, ગોધરા, કાલોલ, દાહોદ એમ સાત તાલુકાઓ છે.

હાંસોટ, હાલોલ અને ઝાલોલ પેટા–મહાલો છે. આમોદ તાલુકાને વાઘરા સાથે જોડી દેવામાં આવ્યો છે.

**મુખ્ય સ્થળો:**—

**ભરૂચ:**–નર્મદા નદીને કાંઠે આવ્યું છે. એ પહેલાં મોટું બંદર હતું. હાલમાં વહાણોથી થોડો ઘણો વેપાર ચાલે છે. પૂર્વે ભૃગુઋષિ થઈ ગયા, તેમનો ત્યાં આશ્રમ હતો. તે પરથી ભૃગુકચ્છ–ભરુચ કહેવાયું. પાસે રેલ્વેનો પૂલ જોવા જેવો

છે. અહીંથી રૂ પરદેશ ચઢે છે. રૂને લીધે શહેરમાં કાપડની મીલ અને ઘણાં જીનો આવેલાં છે. ભરૂચથી જંબુસર તરફ નાના માપની રેલ્વે ગાડી જાય છે.

**શુકલતીર્થ:**—હિન્દુઓનું પવિત્ર ધામ ભરૂચથી ૧૦ માઇલ દૂર નર્મદા તટે આવેલું છે, ત્યાં દર કાર્તકી પૂનમે મોટો મેળો ભરાય છે. ૐકારેશ્વરનું દહેરૂં તથા પાસે બેટમાં આવેલો કબીરવડ જોવા લાયક છે.

**ભાડભૂત:**—નર્મદા કાંઠે હિન્દુઓનું જાત્રાનું ધામ છે. ત્યાં ભાડભૂતેશ્વરનું દહેરૂં છે. જ્યારે ભાદરવો અધિક માસનો આવે ત્યારે ત્યાં જાત્રા ભરાય છે.

**અંકલેશ્વર:**—ત્યાંથી રાજપિપળા તરફ નાના માપની રેલ્વે ગાડી જાય છે.

**ટંકારિયા:**—આ બંદર ઢાઢર નદીને કાંઠે આવેલું છે.

**ગોધરા:**—અહીં ગોધરક નામનું તળાવ છે, રેલ્વે જંકશન છે. ત્યાંથી વડોદરા, આણંદ અને દિલ્હી જવાને રેલ્વેના ફાંટાઓ છે.

**દાહોદ:**—અહીં ઔરંગજેબનો જન્મ થયો હતો, પાસે છાબ નામનું તળાવ છે. (સિદ્ધરાજ—જસમા ઓડણથી પ્રસિદ્ધ થએલું).

**હાલોલ:**—મહમદ બેગડાના વખતમાં હાલુર નામના સુથારે અહીં સુંદર બાગ બનાવ્યો હતો. તેના નામ પરથી હાલોલ નામ પડયું છે.

**ચાંપાનેર:**—વનરાજના વખતમાં ચાંપા નામના મંત્રીની યાદગિરીમાં વસાવેલું શહેર હાલમાં ખંડિયેર હાલતમાં છે.

પાવાગઢ:—એ નામનો ડુંગર અને કિલ્લો છે. નીચે ગામ છે. ડુંગર ઉપર કાલકા માતાનું મંદિર અને કિલ્લો જોવા લાયક છે.

---

૧—આ જિલ્લાનો મુખ્ય પાક ગણાવો.

૨—જિલ્લાનો નકશો દોરી માંહે મુખ્ય સ્થળ બતાવો.

૩—ભરૂચથી ગોધરે કયે કયે રસ્તે જઈ શકાય.

## પાઠ ૨૦

### સૂરત જિલ્લો

[ બાગાયતી પાક ]

ગૂજરાત હિન્દનો બગીચો ગણાય છે. તેજ પ્રમાણે સૂરત જિલ્લો ગૂજરાતનો વાડીઓથી ભરપુર એવો લીલોછમ બગીચો



છે. આ જિલ્લાની જમીન સપાટ છે. માત્ર વલસાડ પાસે પારનેરાના ડુંગરની આસપાસની જમીન ઊંચી છે. આ જિલ્લામાં નદીઓ ઘણી હોવાથી જમીન રસાળ છે, અને તેમાં બાગાયતી પાક:—શેરડી, કેળાં, કેરી, પીંપર, આદુ, હળદર, સુરણ,

ફણસ વગેરે પાકે છે. આ જિલ્લાનાં ઘણાં ગામો ગાયકવાડી હદ સાથે લાગેલાં છે. ટાપ્ટી રેલ્વે, બી. બી. રેલ્વે અને બિલીમોરાથી કાળાઆંબા રેલ્વે આવેલી હોવાથી જવા આવવાની સગવડ સારી છે. પાકી સડકો પણ ઘણે સ્થળે જોડાયલી હોવાથી મોટર સર્વિસો દોડે છે. બાગાયતી ચીજો તથા શાકભાજી સૂરતથી દરરોજ બહારગામ ચઢે છે.

**નદીઓ**:—તાપી, મીંઢોળા, પૂર્ણા, અંબિકા, પાર, દમણગંગા.

**હવામાન**:—નદીઓ, સમુદ્રકિનારો અને બાગાયતી જમીનને લીધે હવા સમધાત છે. માંડવી ઓરપાડ અને ચીખલી તાલુકામાં તાપતાઢ વધુ લાગે છે.

**ઉદ્યોગધંધા**:—મુખ્ય ધંધો ખેતી છે. ખેતીમાં ઘણે સ્થળે વાડીઓ આવેલી હોવાથી શાકભાજી તથા બાગાયતી પાક પાકે છે. વલસાડ, સૂરત તથા બીજાં ગામોમાં હાથવણાટનો ઉદ્યોગ ચાલે છે. દરિયા કાંઠે માછી લોકો માછલાં પકડવાનો ધંધો કરે છે. સૂરતમાં ૩ સુતરાઉ કાપડની મીલો છે. સિલ્ક, જરીકામ, સાડીના પટાઓ, સુખડની પેટી, કિનખાબ વગેરે સૂરતમાં મુખ્ય ઉદ્યોગો ચાલે છે. બાગાયતી પાક ઉપરાંત કપાસ, જુવાર, કઠોળ પણ પાકે છે. મુંબઈમાં સુરતી દાળ વખણાય છે. તે ઘણીખરી અમલસાડમાં તૈયાર થાય છે. ધરાસણા આગળ મીઠું પકવવામાં આવે છે.

**તાલુકાઓ**:—ઓરપાડ, ચોર્યાસી, માંડવી, બારડોલી, જલાલપોર, ચીખલી અને વલસાડ.

પારડી તાલુકાને વલસાડ સાથે જોડી દેવામાં આવ્યો છે.

મુખ્ય સ્થળો:—

**સૂરત:**—ઘણું જુનું બંદર તાપી કાંઠે આવ્યું છે. અંગ્રેજોએ હિન્દમાં વેપારની પ્રથમ કોઠી અહીં નાખી હતી, અને તેના રક્ષણ માટે નાનો કિલ્લો બાંધ્યો હતો. શિવાજી મહારાજે સૂરત ઉપર ચડાઈ કર્યા પછી અંગ્રેજોએ વેપારની કોઠી મુંબઈમાં આણી, ત્યાં સુધી એ મોટું બંદર ગણાતું હતું. પૃથ્વીના ઘણા દેશનાં વહાણો હંમેશાં અહીં આવતાં. હાલમાં પણ વહાણોથી થોડો ઘણો વેપાર ચાલે છે. એમ કહેવાય છે, કે સુરતા નામની સ્ત્રીના નામપરથી સૂરત નામ પડયું છે. શહેરને ફરતો જુનો કોટ આવેલો છે. સૂરતની બરફી અને ઘારી વખણાય છે. જરીકામ તથા સિલ્કના ઘણાં સાંચા શહેરમાં ફડફડાટ અવાજ કરી મૂકે છે. અહીંના લોકો શોખીન, સુઘડ અને ઉદ્યોગી છે.

**રાંદેર:**—સૂરત પાસે આવ્યું છે. ત્યાંનાં સુકાં બોર વખણાય છે. અહીં કેટલાક વહોરા લોકો કરોડપતિ છે.

**હજીરો:**—તાપીના મુખ આગળ હવા ખાવાનું સ્થળ છે.

**વલસાડ:**—આ બંદર છે. લાકડાં, ઈંટ, ગોળ, કેરી વગેરે બહારગામ ચઢે છે. પાસે પારનેરાના ડુંગર પર કિલ્લો તથા ચંડિકાનું મંદિર છે, તે જોવા લાયક છે.

**તીથલ:**—વલસાડ પાસે હવા ખાવાનું સ્થળ છે.

**ઉદવાડા:**—પારસીઓનું જાત્રાનું ધામ છે.

**ડુમસ:**—સૂરત પાસે (સચીન સ્ટેટનું) હવા ખાવાનું સ્થળ છે.

**બહુચરાજી**:—હિન્દુઓનું પવિત્ર સ્થળ છે. ત્યાં દર સિંહસ્થ વર્ષમાં મેળો ભરાય છે.

બારડોલી, ચીખલી, જલાલપોર, ઓરપાડ, પારડી એ મોટાં ગામો છે.

---

૧. જિલ્લાનો ઉદ્યોગધંધો ગણાવો. ઉદ્યોગધંધાથી લાભ શો થાય ?
૨. સૂરત જિલ્લાનો નકશો બનાવી તેમાં મુખ્ય સ્થળો બતાવો.
૩. સૂરત બંદર શાથી તૂટ્યું ?
૪. બાગાયતી જમીન એટલે ? બાગાયતી જમીનમાં કેવા પાક પાકે ?

# પાઠ ૨૧

## થાણા જિલ્લો

[ ડાંગર, સુકાં કેળાં, મીઠું, નાળિયેરનો જિલ્લો ]

ઉત્તર વિભાગમાં ડુંગર અને જંગલવાળો આ જિલ્લો છે, ખરૂં જોતાં એ કોકણમાં આવેલો છે. પણ ગૂજરાતને લાગેલો હોવાથી એને ઉત્તર વિભાગમાં ગણ્યો છે. લોકોની વસ્તી પણ મરાઠી ભાષા બોલનારી વધુ છે. આ જિલ્લાના ગૂજરાતીઓ મરાઠી—ગૂજરાતી બંને ભાષા બોલે છે. સહ્યાદ્રિ પર્વતના ભાગો આ જિલ્લામાં આવેલા છે, અને તેના જંગલોમાં વાર્લી, નાયકડા વગેરે જાતો વસે છે. તેઓ અશુદ્ધ મરાઠી ભાષા બોલે છે. જમીન પત્થરવાળી હોવાથી અને વરસાદ સારો થવાથી મુખ્ય પાક ડાંગરનો છે. એ સિવાય, કઠોળ, ઘાસ, નાગલી, કોદરા વગેરે પાકે છે. વસઈ તરફ મીઠું પાકે છે. સુકાં કેળાં પણ આ જિલ્લામાં થાય છે.
**ખાડીઓ**:—ઉંમરગાંવ, સંજાણ, વસઈ, થાણા અને કલ્યાણની.

તળાવ:—તાનસા.




હવામાન:—આ જિલ્લામાં અંદરના ભાગની હવા બહુ સારી નથી, કિનારાની હવા સારી છે.

ઉદ્યોગધંધા:—મુખ્ય ધંધો ખેતી છે, અને તે પણ ચોમાસા પુરતોજ. વરસાદ બહુ પડવાથી ઘાસ અને ડાંગર બહુ થાય છે, જંગલો હોવાથી કોલસા પાડવાનો ઉદ્યોગ ચાલે છે. સાગનાં લાકડાં બહારગામ ચઢે છે. વસઈ આગળ મીઠું ઘણું પાકે છે. અગાસીમાં સુકાં કેળાં થાય છે. એવાં સુકાં કેળાં હિન્દમાં કે પૃથ્વી ઉપર બીજે કોઈ સ્થળે થતાં નથી. થાણા, ભીમડી, કલ્યાણી તેમજ બીજાં ગામોમાં ગામઠી કાપડ વણાય છે. ભીમડીમાં ચોખાનાં કારખાનાં છે. કલ્યાણી-

માં ઇંટનાં કારખાનાં છે. સંજાણ, દહેણું, વસઈ, થાણા, કલ્યાણી બંદરો છે. થાણામાં દિવાસળી બને છે.

**તાલુકાઓ:**—દહેણું, પાલઘર, વસઈ, ભીમડી, થાણા, કલ્યાણ, શહાપુર, મુરબાડ.

ઉંબરગાંવ, સાષ્ટી વાડા અને મોખાડા પેટા–મહાલ છે.

**મુખ્ય સ્થળો:**–

**થાણા:**–જિલ્લાનું મુખ્ય સ્થળ સાષ્ટી બેટમાં આવ્યું છે. અહીં જુના વખતનો કિલ્લો તથા ગાંડા માણસની હૉસ્પિટલ જોવા જેવી છે. કિલ્લામાં મોટી જેલ છે. પાસે પેશ્વાના વખતનું પ્રસિદ્ધ ગામ કલવા[1] આવ્યું છે. તેની પાસે પારસિકના ડુંગરમાં ટનલ ખોદી આગગાડીને જવાનો રસ્તો કરેલો છે.




પારસિક ટનલ

***કલ્યાણ:**–જુનું શહેર છે અહીંથી જી. આઈ. પી. રેલ્વેનો એક ફાંટો નાશિક તરફ અને બીજો ફાંટો પુના તરફ જાય છે.

---

૧. અહીં પેશ્વાની ટંકશાળ હતી. *કલ્યાણી પણ કહે છે.

**વસઈ**:—લાલ કેળાં તથા પાન થાય છે. પાસે મીઠાના અગરો છે. વસઈની ખાડી ઉપર બે લાંબા પૂલો છે. શહેરમાં જુના વખતનો કિલ્લો જોવા જેવો છે. અહીંથી વજ્રાબાઈ જવાય છે.

**અગાસી**:—અહીંનાં સુકાં કેળાં પ્રસિદ્ધ છે. લીલી છાલનાં કેળાં પણ બહુ થાય છે.

**પાલઘર**:—રેલ્વેનું મોટું સ્ટેશન તથા ગામ છે.

**દહેણું**:—અહીંના પેરૂ વખણાય છે. ગામમાં ઘણી વાડીઓ છે. અહીંથી જવ્હાર તથા મહાલક્ષ્મી જવાને પાકી સડક છે.

ઉંબરગામ, સંજાણ, ભીમડી, ચીંચણ, તારાપોર, શહાપોર, મુરબાડ, ઘોલવડ, બીજાં ગામો છે. ઘોલવડમાં ચીકુ સારાં થાય છે.

---

૧. થાણા જિલ્લાનો નકશો દોરી મુખ્ય સ્થળો પુરો.

૨. આ જિલ્લો ગુજરાતી જિલ્લાઓથી કઈ કઈ રીતે જુદો પડે છે? શા શા માટે?

૩. સુકાં કેળાં ક્યાં થાય છે? બીજે કેમ થતાં નથી?

૪. મીઠાના અગરો જોયા છે? ક્યાં આગળ?

૫. ટનલ એટલે?

# પાઠ ૨૨

## ગૂજરાત—દેશી રાજ્યો.

દેશી રાજાઓનો મૂલક [પીળો રંગ]

આપણા ગૂજરાતમાં દેશી રાજ્યો ઘણાં છે. તે ઉત્તર વિભાગની આસપાસ આવ્યાં છે. પહેલાં તેમાંનાં ઘણાંખરાં

મુંબઈ સરકારને તાબે હતાં. હવેથી તે બધાં વાઇસરૉય સાહેબની દેખરેખ નીચે મૂકવામાં આવ્યાં છે. એના ત્રણ પ્રકાર પાડી શકાય.

| ૧ મોટું દેશી રાજ્ય | ૨ મોટી એજન્સી | ૩ બીજી એજન્સીઓ |
|---|---|---|
| વડોદરા સંસ્થાન ગાયકવાડ સરકારનું રાજ્ય. | પશ્ચિમ હિન્દ સ્ટેટ્સ એજન્સી | ગૂજરાત સ્ટેટ્સ એજન્સી તથા પાલણપુર—દાંતાનાં રાજ્યો |

(૧) વડોદરા રાજ્ય ઈ. સ. ૧૮૭૫થી વાઇસિરૉય સાહેબની સીધી દેખરેખ નીચે છે, અને તેમના તરફથી રેસિડેન્ટ વડોદરે રહે છે.

(૨) ઈ. સ. ૧૯૨૩થી પશ્ચિમ હિન્દ સ્ટેટ્સ એજન્સી નામ રાખી વાઇસિરોય સાહેબની સીધી દેખરેખ નીચે મૂકવામાં આવી. તેમના તરફથી એજન્ટ ટુ ધ ગવર્નર જનરલ રાજકોટમાં રહે છે.

(૩) ગૂજરાત સ્ટેટ્સ એજન્સીના બે ભાગ છે. (૧) પાલણપૂર તથા દાંતાના રાજ્યોની એજન્સી (૨) બાકીના ગૂજરાતનાં દેશી રાજ્યોની ગૂજરાત સ્ટેટ્સ એજન્સી.

પહેલી એજન્સી ઉપર રજપુતાના એજન્ટ ટુ ધ ગવર્નર જનરલ દેખરેખ રાખે છે, ત્યારે બીજી એજન્સી ઉપર વડોદરાના રેસિડેન્ટ દેખરેખ રાખે છે, અને તે તેના એજન્ટ ટુ ધ ગવર્નર જનરલ ગણાય છે.



# પાઠ ૨૩

## વડોદરા સંસ્થાન

આ ઈલાકાનું સીધું મધ્યસ્થ સરકારની દેખરેખ નીચેનું પહેલા+ વર્ગનું દેશી રાજ્ય ગૂજરાત–કાઠિયાવાડમાં આવ્યું છે, અને તે પાંચ ટુકડે વહેંચાયેલું છે. દરેક પ્રાન્ત દૂર દૂર છે, એટલે રાજ્યને દરેક જાતની ચીજની અડચણ પડતી નથી. આ રાજ્યમાં દરેક પાક પાકે એવી જમીન આવેલી છે. નવસારી પ્રાન્તમાં શેરડી, કેળાં, કપાસ, જુવાર વગેરે પાકે છે. ગણદેવી પરગણું આખું બાગાયતી જમીન વાળું છે. તેમાં ગોળ, કેરી, ફળો, લીંડી પીંપર, અનનસ વગેરે પાકે છે. એમાં ઘણી વાડીઓ આવેલી છે. દરેક પ્રાન્તમાં જુવાર, કપાસ, કઠોળ વગેરે પાકે છે. ઓખામંડળમાં ઓખા બંદર થવાથી તે તરફ હાલ વેપાર વધ્યો છે, અને સીમેંટ તથા મીઠું મોટા જથામાં બહારગામ ચઢે છે. વળી નવસારી પાસે વાંસી તથા બીલીમોરાનાં બંદરો ખોલવાથી વહાણોનો વેપાર ચાલુ થયો છે. સોનગઢ તથા અમરેલી તરફ ઘણા ડુંગરો અને જંગલો આવેલાં છે. ગૂજરાત કાઠિયાવાડની ઘણી નદીઓ આ રાજ્યમાં થઈને વહે છે. નવસારી પ્રાન્તમાં બીજા પ્રાન્તો કરતાં વધુ નદીઓ છે, તેમજ વધુ વરસાદ પડે છે; તેથી એ તરફની જમીન રસાળ છે. આ રાજ્ય સુધારામાં આગળ પડતું છે. આખા રાજ્યમાં કેળવણી ફરજિયાત છે અને શિક્ષણ નહિ લેતાં બાળકો ઉપર ખાસ ધ્યાન આપવામાં આવે છે. રાજ્યને સલાહ આપવાને વાઈસરૉય સાહેબ તરફથી વડોદરામાં રેસિડેન્ટ રહે છે. તે ગાયકવાડ

+કાશ્મીર, નિઝામ, ગ્વાલિયર, મ્હૈસૂર, પણ પહેલા વર્ગનાં દેશી રાજ્યો છે.

સરકારનાં ખંડિયાં રાજ્યો પાસેથી લેણી ખંડણી ઉઘરાવી આપે છે. ગૂજરાત કાઠિયાવાડનાં તમામ દેશી રાજ્યો આ રાજ્યના તાબાનાં ગણાય+ છે.

આ સંસ્થાનનું ક્ષેત્રફળ ૧૮૬૪ ચોરસ મૈલ છે, અને વસ્તી ૨૪૪૩૧૦૦ માણસની છે. દરેક પ્રાન્તના ઉપરી અધિકારી સુબાના નામથી ઓળખાય છે. તેના હાથ નીચે વહીવટદાર હોય છે. દરેક સુબાના ઉપરી સરસુબાના નામથી ઓળખાય છે. આખા રાજ્ય ઉપર વહીવટ ચલાવવાને એક પ્રધાન હોય છે. ઈ. સ. ૧૮૭૫થી શ્રીમંત મહારાજા સર સયાજીરાવ ગાયકવાડ ગાદી ઉપર છે.

મુખ્ય ભાગો:–(૧) નવસારી પ્રાન્ત (૨) વડોદરા પ્રાન્ત
(૩) મહેસાણા પ્રાન્ત (કડી) (૪) અમરેલી પ્રાન્ત
(૫) ઓખામંડળ પેટામહાલ.

## નવસારી પ્રાન્ત

ગૂજરાતની દક્ષિણે આવ્યો છે. સુરત જિલ્લા સાથે એના ભાગો ભેળસેળ થએલા છે એના પૂર્વના ભાગમાં જંગલવાળો પ્રદેશ છે. દરિયા કિનારે બહુ પાક પાકતો નથી. બાકીનો ભાગ રસાળ છે, તેમાં ગણદેવી પરગણું અતિ રસાળ છે. બીજા પ્રાન્ત કરતાં આ પ્રાન્તમાં પારસીની વસ્તી વધુ છે. ગણદેવી, ધમડાછા, સનવાડી, વગેરે સ્થળે ગોળ, કેરી, ફણસ, અનનસ, કેળાં, લીંડી પીપર વગેરે થાય છે. શાકભાજી પણ બહુ થાય છે, અને તે મુંબઈ ચઢે છે. ગણદેવીમાં ખાંડનું કારખાનું છે. બિલીમોરાથી ઉનાઈ નાના માપની રેલ્વે છે.

+ તાબાનાં. (વિસ્તાર ૨૧૧૦૦ ચોરસ મૈલ)

મુખ્ય સ્થળો:—

**નવસારી:**—પૂર્ણા નદી ઉપર પ્રાન્તનું મુખ્ય સ્થળ છે. અહીંની હવા સારી છે. શહેરમાં પારસીની વસ્તી વધુ છે, તેમજ એક કાપડની મીલ તથા હુન્નરશાળા આવેલી છે. સ્ટેશન ઉપર મોટી હોસ્પિટલ આવેલી છે.

**સોનગઢ:**—રાજ્યની જુની રાજધાનીનું ગામ છે. અહીંનો જુનો કિલ્લો જોવા લાયક છે.

**ઉનાઈ:**—ઉના પાણીના કુંડ તથા ઉનાઈ માતાનુ સ્થળ છે.

**બિલીમોરા** તથા **વાંસી**—બંદર છે. બિલીમોરામાં દિવાસળી બને છે.

**ગણદેવી:**—ખાંડ, ગોળ તથા નળીઆંનાં કારખાનાં છે.

## વડોદરા પ્રાન્ત

આ પ્રાન્ત ભરુચ અને ખેડા જિલ્લા વચ્ચે આવ્યો છે. એને દરિયા કિનારો લાગેલો નથી. જમીન ઘણીખરી સપાટ છે. જુવાર, બાજરી, કઠોળ, શાકભાજી, કપાસ વગેરે થાય છે. ઈટોલા તરફ કપાસનો વેપાર સારો ચાલે છે.



લાકડી ગેટ તથા ન્યાયમંદિર.

મુખ્ય સ્થળો:—

વડોદરા:—આખા રાજ્યની રાજધાનીનું નગર વિશ્વામિત્રી નદી ઉપર આવેલું છે. અહીં કમિટિબાગ, લક્ષ્મીવિલાસ મહેલ, ન્યાયમંદિર, કોલેજોના મકાનો, નવલખી વાવ, સુરસાગર તળાવ, નજરબાગ વગેરે સ્થળો જોવા જેવાં છે, શહેર બહાર મકરપુરાનો મહેલ જોવા જેવો છે. નદી ઉપર ઝૂલતો પૂલ બાંધેલો છે.

ડભોઈ:—અહીં એક જુનો કિલ્લો છે, અને રેલ્વે જંકશન છે.

ચાણોદ:—નર્મદા કાંઠે હિન્દુઓનું જાત્રાનું ધામ છે.

પેટલાદ:—અહીં વણાટકામ સારૂં થાય છે, તેમજ તમાકુનો વેપાર સારો ચાલે છે.

ડંટોલા, મિયાગામ, કરજણ, ભાદરણ વગેરે બીજાં મોટાં ગામો આવેલાં છે.

## મહેસાણા પ્રાન્ત

આ પ્રાન્ત અમદાવાદ જિલ્લો, પાલણપુર અને સાબરકાંઠા વચ્ચે આવ્યો છે. આખા રાજ્યમાં ક્ષેત્રફળ તથા વસ્તીમાં મોટો આ પ્રાન્ત છે. પહેલાં એ કડી પ્રાન્તથી ઓળખાતો. એની જમીન સપાટ છે. તેમાં કપાસ, કઠોળ, જુવાર, બાજરી, ઘઉં વગેરે પાકે છે. ચિનાઈ માટી, કાચ બનાવવાની રેતી, ઉશ વગેરે અહીંની જમીનમાંથી નીકળે છે.

મુખ્ય સ્થળો:—

મહેસાણા:—પ્રાન્તનું મુખ્ય શહેર છે, અહીં સંગ્રહસ્થાન જોવા લાયક છે.

**સિદ્ધપુર**:—અસલ એ **શ્રીસ્થળ**ના નામથી ઓળખાતું. **સરસ્વતી** નદીને કાંઠે માતૃ શ્રાદ્ધ માટે હિન્દુઓનું પવિત્ર ધામ છે. અહીં રૂદ્રમાળનાં ખંડેરો, અલ્પ તથા બિંદુ સરોવર, જ્ઞાનવાવ વગેરે જોવા જેવાં સ્થળ છે.

**પાટણ**:—સને ૭૪૫માં વનરાજે વસાવેલું જુનું શહેર છે. ત્યાં વનરાજની મૂર્તિ, રાણીવાવ, શહસ્ત્રલિંગ તળાવ અને આયુર્વેદ કૉલેજ વગેરે સ્થળો જોવા જેવાં છે.

**વડનગર**:—જુનું ઐતિહાસિક શહેર વડનગરા નાગરોનું મૂળ સ્થાન છે, પણ હાલ ત્યાં તેઓની વસ્તી નથી. અહીં **હાટકેશ્વરનું** જુનું દહેરૂં જોવા જેવું છે.

**બહુચરાજી**:—હિન્દુઓનું પવિત્ર ધામ છે, ત્યાં **બહુચરાજી** માતાનું મંદિર છે.

## અમરેલી પ્રાન્ત

આ પ્રાન્ત કાઠિયાવાડમાં આવ્યો છે. તેમાં **કોડીનાર** મહાલને સમુદ્ર કિનારો લાગેલો છે. **ભીમકટ્ટા** ગામ ઠેઠ **જામનગર** સ્ટેટમાં આવેલું છે. એનો કેટલોક ભાગ ડુંગરાળ છે. કપાસ, **જુવાર**, બાજરી, કઠોળ વગેરે પાકે છે.

**મુખ્ય સ્થળો**:—

**અમરેલી**:—પ્રાન્તનું મુખ્ય શહેર છે, ત્યાં સરકારી—મહેલ, ઉદ્યોગ-શાળા વગેરે જોવા જેવાં સ્થળો છે, અહીંના ખેસ તથા તપખીર વખણાય છે.

## ઓખા મંડળ

આ મહાલ કાઠિયાવાડના પશ્ચિમ છેડે દ્વિપકલ્પના આકારે આવેલો છે. દરિયો લાગેલો હોવાથી નાનાં બંદરો ઘણાં આવેલાં છે.

તેમાં ઓખા બંદર એ મુખ્ય છે. પાસે કેટલાક બેટો છે, તેમાં બેટ શંખોદ્ધાર મોટો છે. અહીંથી મીઠું અને સીમેંટ પરદેશ ચઢે છે.

મુખ્ય સ્થળો:—

દ્વારકાં:—આ મહાલની રાજધાની અને હિન્દુઓનું પવિત્ર ધામ છે, ત્યાં દ્વારિકાનાથજીનું મંદિર જોવા જેવું છે. અહીં જગદ્‌ગુરૂ શંકરાચાર્યનો મઠ છે.

---

૧. ગાયકવાડ સરકારના રાજ્યના મુખ્ય ભાગો કયા કયા?

૨. જાણવા અને જોવા જેવાં સ્થળો કયાં કયાં છે?

૩. રાજ્યનાં મુખ્ય બંદર ગણાવો. હાલના રાજ્યકર્તાનું ટુંકમાં વર્ણન કરો.

# પાઠ ૨૪

## પશ્ચિમ હિન્દ સ્ટેટ્સ એજન્સી.

એના ચાર ભાગ પાડેલા છે. (૧) પૂર્વ કાઠિયાવાડ એજન્સી (૨) પશ્ચિમ કાઠિયાવાડ એજન્સી (૩) સાબરકાંઠા એજન્સી અને (૪) કચ્છ સ્ટેટ્સ એજન્સી. કાઠિયાવાડ એજન્સીમાં ૧૯૩ દેશી રાજ્યો છે. તે ઉપરાંત ગાયકવાડ સરકારનો; અંગ્રેજ સરકારનો ખાલસા મૂલક તથા ફીરંગીનો મૂલક સાથે લાગેલો છે. દેશી રાજ્યોમાં ભાવનગર, પોરબંદર, ગોંડલ, ધ્રાંગધ્રા, મોરબી, નવાનગર, જુનાગઢ વગેરે મોટાં રાજ્યો છે. બાકીનાં રાજ્યો નાનાં છે.

આ એજન્સીના એજન્ટ ટુ ધ ગવર્નર જનરલ રાજકોટમાં રહે છે. તેના હાથ નીચે બે પોલિટિકલ એજન્ટો છે. એક પૂર્વ કાઠિયાવાડ ઉપર અને બીજો પશ્ચિમ કાઠિયાવાડ ઉપર દેખરેખ રાખે છે. હવે સામાન્ય વર્ણન જોઈએ.

ડુંગર—ગિર, ગિરનાર, શેત્રુંજો, બર્ડો વગેરે
**નદીઓ—ભાદર, શેત્રુંજી, મચ્છુ વગેરે**
**ભૂમીરચના**—કાઠિયાવાડનો મધ્ય ભાગ ઉંચો છે, તેથી નદીઓ દરેક દિશામાં વહે છે. ડુંગરોને લીધે જમીન બહુ કસવાળી નથી.
**હવામાન**—એકન્દરે હવા સારી ગણાય છે.
**વરસાદ**—ઉત્તર કરતાં દક્ષિણ ભાગમાં વરસાદ સારો પડે છે. ૨૦ ઇંચિ વરસાદ સારામાં સારો ગણાય છે.

હુન્નર ઉદ્યોગ—મુખ્ય ધંધો ખેતીનો છે. છતાં જામનગર (નવાનગર) માં કકું, અને સુડીઓ સારાં બને છે. કેટલેક ઠેકાણે સોનેરી કસબનું કામ બને છે. પોરબંદરથી ઘી, તેલીબિયાં, રૂ, તાંદુલી લાદી, બહારગામ ચઢે છે. ભાવનગરમાં કાપડની મીલ તથા રબરના બૂટનાં કારખાનાં છે.

મુખ્ય પાકઃ—જુવાર, બાજરી, કઠોળ, તેલીબિયાં કપાસ વગેરે છે.
**વ્યવહારના માર્ગોઃ**—રેલ્વે, પાકી સડકો અને ઠામ ઠામ બંદરો આવેલાં છે. સઘળી રેલ્વે સ્ટેટોની માલિકીની છે.
ભાવનગરથી વઢવાણ, બીજી ધોળાથી પોરબંદર, ત્રીજી વેરાવળથી જેતલસર થઈ રાજકોટ, નવાનગર થઈ ઠેઠ દ્વારકાં સુધી જાય છે. ચોથી મોરબી લાઇન રાજકોટથી વઢવાણ સુધી જાય છે. શિહોરથી પાલિતાણે જવાને રેલ્વેનો એક ફાંટો છે, બોટાદથી ઠેઠ અમદાવાદ સુધી બી. બી. રેલ્વેનો ફાંટો છે.
બંદરોઃ—ભાવનગર, જાફરાબાદ, વેરાવળ, પોરબંદર, ઓખા, બેડી,

## (૧) પૂર્વ કાઠિયાવાડ સ્ટેટ્સ એજન્સી.

**ગોહીલવાડ પ્રાન્ત**–ગોહીલ રજપુતોનો મૂલક

આ પ્રાન્તમાં મુખ્ય બે રાજ્યો છેઃ—

(૧) **ભાવનગર** (પહેલા વર્ગનું)

(૨) **પાલિતાણા** (બીજા વર્ગનું)

### ભાવનગરનું રાજ્ય

આખા કાઠિયાવાડમાં આગળ પડતું આ રાજ્ય છે. રાજ્યમાં આસરે ૧૮૦૦ ગામો છે. મુખ્ય ધંધો ખેતીનો છે. શિહોરમાં પિત્તળનાં વાસણો સારાં બને છે. મુખ્ય બંદર **ભાવનગર** છે, એનો મુખ્ય વેપાર મુંબઇ જોડે છે. એની રાજધાની–**ભાવનગર** છે. એ શહેર ઈ. સ. ૧૭૪૨માં **ભાવસિંહજી** મહારાજે વસાવેલું. આખા કાઠિયાવાડમાં વસ્તીમાં મોટું અને આગળ પડતું રમણિય શહેર છે. અહીં **નીલમબાગ**, તખ્તેશ્વરની ટેકરી, રૂવાપુરી, **પીલગાર્ડન**, હોસ્પિટલ તથા કોલેજોના મકાનો વગેરે જોવા જેવાં છે. પાસે નવું બંદર તથા કૃષ્ણનગર પરૂં જોવા લાયક સ્થળો છે. અહીં કાપડની **મીલ** તથા રબરનાં બૂટ બનાવવાનાં કારખાનાં નીકળ્યાં છે. ભાવનગર સ્ટેટ રેલ્વે માટેનું કારખાનું પણ જોવા જેવું છે.

### પાલિતાણાનું રાજ્ય

એની રાજધાની **પાલિતાણા** શેત્રુંજી નદી પાસે છે. પાસે શેત્રુંજાના ડુંગર ઉપર જૈન લોકોના દેરાસરો જોવા લાયક છે.

**સોરઠ પ્રાન્તઃ**–આ પ્રાન્તમાં મુખ્ય ત્રણ દેશી રાજ્યો છે.

(૧) **પોરબંદર** અને **જુનાગઢ** (પહેલાં વર્ગનું)

(૨) **જાફરાબાદ** (બીજા વર્ગનું)

## પોરબંદરનું રાજ્ય

આ રાજ્યનો ભાગ પણ દરિયાકાંઠે લાગેલો છે. મુખ્ય ધંધો ખેતી છે. અહીંના રાણા જેઠવા રજપુત વંશના છે. એની રાજધાની પોરબંદર છે. એ બંદર હોવાથી ઘી, પત્થર, તેલીબીયાં વગેરે બહારગામ ચઢે છે, એની પાસે જુના વખતની સુદામાપુરી આવેલી હતી. રાજમહેલ તથા કોલેજોના મકાન જોવા લાયક છે. અહીં એક કાપડની મીલ છે. રાજ્યના ઘણા લોકો પરદેશમાં જઈ વેપાર કરે છે.

## જુનાગઢનું રાજ્ય

બાબી કુટુંબનું નવાબી રાજ્ય છે. એની રાજધાની જુનાગઢ છે. અહીં રાજમહેલ તથા કોલેજોના મકાન જોવા જેવાં છે. આ રાજ્યમાં ગિરનારનો મોટો ભાગ આવ્યો છે. ગિરનાર ઉપર હિન્દુ તથા જૈનોનાં મંદિરો જોવા જેવાં છે. ગિરનારના જંગલમાં સિંહ નજરે પડે છે. **સોમનાથ પાટણ**—**સોમનાથ** મહાદેવનું પ્રસિદ્ધ દહેરૂં આ રાજ્યમાં આવ્યું છે. એ જુના વખતમાં હિન્દુઓનું જાત્રાનું મોટું ધામ હતું.

## જાફરાબાદનું રાજ્ય

જંજીરાના નવાબને તાબે છે. આ રાજ્યમાં ભેંસો સારી થાય છે, તે ઘણી પરદેશ ચઢે છે. રાજધાની જાફરાબાદ છે.

## (૨) પશ્ચિમ કાઠિયાવાડ સ્ટેટ્સ એજન્સી

**હાલાર પ્રાન્તઃ**—આ પ્રાન્તમાં મુખ્ય છ રાજ્યો છે.

(૧) નવાનગર, મોરબી અને ગોંડલ (પહેલા વર્ગના)

(૨) રાજકોટ, ધ્રોળ અને વાંકાનેર (બીજા વર્ગના)

## નવાનગર (જામનગર)નું રાજ્ય

આ રાજ્યનું ક્ષેત્રફળ ૩૮૦૦ ચોરસ મૈલ છે. વેપાર અને સુધારામાં આગળ પડતું છે. રાજમાંથી તાંબું, લોખંડ તથા આરસ નીકળે છે. મુખ્ય ધંધો ખેતીનો છે. અહીંના રાજા જામસાહેબના નામથી ઓળખાય છે.




**નવાનગર:**—રાજ્યની રાજધાનીનું નગર છે. રાજમહેલ, જુના વખતનો કિલ્લો (કોઠી) અને હોસ્પિટલ જોવા જેવાં છે. અહીંનું કસબી કામ, સુડી અને કંકુ વખણાય છે, અને બહારગામ ચડે છે, પાસે બેડીબંદર બાંધ્યું છે. પાસેના દરિયામાંથી મોતી નીકળે છે.

## મોરબીનું રાજ્ય

અહીંના રાજા જાડેજા રજપુતના નામથી ઓળખાય છે. એની રાજધાની મોરબી મચ્છુ નદી ઉપર આવ્યું છે.

## ગોંડલનુ રાજ્ય

સુધારામાં આગળ પડતું રાજ્ય છે. અહીંના રાજા પણ જાડેજા રજપુત વંશના છે. રાજ્યમાં કેળવણી માટે વ્યવસ્થા સારી છે, એની રાજધાની ગોંડલ છે.

ગોંડલમાં ગરસિયા હાઇસ્કુલ તથા દેશી દવા બનાવવાનું કારખાનું જોવા જેવું છે.

## રાજકોટનું રાજ્ય

કાઠિયાવાડના મધ્ય ભાગમાં આવેલું છે. તેથી એજન્ટ ટુ ધ ગવર્નર જનરલ અહીં રહે છે. રાજ્યમાં હાલ સુધારા થવા લાગ્યા છે. મુખ્ય ધંધો ખેતી છે. એની રાજધાની **રાજકોટમાં.** રાજકુમારો માટે સ્કૂલ, ટ્રેનિંગ કૉલેજ તથા ઉદ્યોગશાળા આવેલાં છે.

## ધ્રોળ તથા વાંકાનેર

એ બંને રાજ્યની રાજધાની અનુક્રમે **ધ્રોળ** અને **વાંકાનેર** છે.

**ઝાલાવાડ પ્રાંતઃ**—ઝાલા રજપુતોનો મૂલક.

(૧) **ધ્રાંગધ્રા** (પહેલા વર્ગનું)

(૨) **વઢવાણ** તથા **લીમડી** (બીજા વર્ગનું)

## ધ્રાંગધ્રાનું રાજ્ય

એની રાજધાની **ધ્રાંગધ્રા** છે.

## વઢવાણનું રાજ્ય

એની રાજધાની **વઢવાણ** છે. એના બે ભાગ છે, વઢવાણ અને વઢવાણ કેમ્પ.

વઢવાણ કેમ્પમાં પોલિટિકલ એજન્ટ રહે છે.

## લીમડીનું રાજ્ય

એની રાજધાની **લીમડી** છે.

---

૧. પશ્ચિમ હિન્દ સ્ટેટ્સ એજન્સીના ભાગો ગણાવો.
૨. એ એજન્સીમાં જોવા અને જાણવા જેવાં સ્થળો ગણાવો.
૩. આ એજન્સીમાંના કોઈ પણ રાજ્યનો ઇતિહાસ કહો.

# પાઠ ૨૫

## પશ્ચિમ હિન્દ સ્ટેટ્સ એજન્સી [ચાલુ]

### સાબરકાંઠા સ્ટેટ્સ એજન્સી (સમુહ–૧)

આ એજન્સી પશ્ચિમ હિન્દ સ્ટેટ્સ એજન્સીમાં આવી છે, અને બે સમુહમાં વહેંચાઈ છે. એના પોલિટિકલ એજન્ટ સાદરામાં રહે છે, તે નાનાં રાજ્યો ઉપર દેખરેખ રાખે છે. પશ્ચિમે કચ્છનું રણ હોવાથી તાપતાઢ વધુ પડે છે. તાંબુ, અબરખ મેંગેનિઝ વગેરે ખનિજો જમીનમાંથી નીકળે છે. કપાસ, ઘઉં, કઠોળ, બાજરી વગેરે પાકે છે. આ એજન્સીમાં બળદ સારા થાય છે.

### રાધનપુરનું રાજ્ય

આ એજન્સીમાં મોટું બાબી વંશનું મુસલમાની રાજ્ય આવેલું છે. રાજકોટના એજન્ટ ટુ ધ ગવર્નર જનરલની સીધી દેખરેખ તળે છે. એની રાજધાની રાધનપુર છે. અહીંથી સુરોખાર બહારગામ ચઢે છે.

**નાનાં રાજ્યોઃ**—આમલીઆરા, ઘોડાસર, વાસણા, મહીસા, દભોડા, વાવ, થરાદ, મોરવાડા, તેરવાડા અને થરા.

આ બધામાં થરાદ અને વાવ મોટાં રાજ્યો છે.

### સાબરકાંઠા સ્ટેટ્સ એજન્સી (સમુહ–૨)

આ એજન્સીમાં કુલ નાનાં મોટાં પર રાજ્યો છે. તેમાં ઈડરનું રાજ્ય સાથી મોટું છે. આ એજન્સી પહેલાં મહીકાંઠા એજન્સીથી ઓળખાતી.

### ઇડરનું રાજ્ય

અહીંના રાજા જાતે રજપુત છે. એની રાજધાની ઇડર છે. એની પાસે મજબુત ગઢ આવેલો છે.

**હિંમતનગર**—બીજું મોટું શહેર છે. એ પહેલાં **અહમદનગરથી** ઓળખાતું. તે અમદાવાદના સુલતાન અહમદશાહે વસાવ્યું હતું. **સાદરા** તથા **તારંગા**[1] બીજાં શહેરો છે.

**નાનાં રાજ્યોઃ—માલપુર, મોહનપુર** (રેવર), **પેથાપુર, માણસા,** અને કટોસણ.

## (૪) કચ્છ સ્ટેટ્સ એજન્સી.

[ કચ્છીઓનો મૂલક ]

આ રાજ્ય હોડકાં જેવા ટાપુમાં આવેલું છે એની ફરતે અરબી સમુદ્ર તથા રણ આવેલું છે તેથી તે ઇલાકામાં જુદું પડે છે. એની ઉત્તરનો ભાગ રેતાળ છે. મધ્ય ભાગ ડુંગરાળ છે અને દક્ષિણના ભાગમાં થોડી ખેતી થાય છે. તેથી વસ્તી પણ દરિયા કાંઠા તરફ વધુ છે. વરસાદની તંગી હંમેશાં રહે છે. વધુમાં વધુ ૫થી ૧૦ ઇંચ વરસાદ પડે છે. આથી લોકો પરદેશમાં જઈ વેપાર ખેડે છે. તેમાં **ભાટીઆ**, લુહાણા અને જૈન મુખ્ય છે. તેઓ સાહસિક છે. તેમાંના ઘણા લક્ષાધિપતિઓ છે. મુંબઈ, કરાંચી, આફ્રિકા વગેરે સ્થળે ઘરબાર કરી વસ્યા છે. આ રાજ્યમાંથી સુરોખાર, ફટકડી, તથા સોના ચાંદીની નકશીવાળી ચીજો બહારગામ ચઢે છે. આખા રાજ્યમાં પાંચ લાખ ઉપર માણસની વસ્તી છે. અહીંના રાજા **મહારાવના** નામથી ઓળખાય છે અને તે જાડેજા રજપુત વંશના છે, એમના તાબા નીચે સો ઉપરાંત સરદારો છે. તે મહારાવના વંશના

1. જૈનોનું પવિત્ર ધામ ગણાય છે.

જ ભાયાતો છે. જરૂર પડે મદદ કરવાને તે બંધાયલા છે. કચ્છના ઘોડા અને સાંઢણી વખણાય છે. આ રાજ્યને નાણું પાડવાનો હક્ક છે. અહીં વહાણ બાંધવાનો ઉદ્યોગ સારો ચાલે છે.

**મુખ્ય સ્થળો:—**

**ભૂજ:**—રાજધાની[૨]નું શહેર છે, અહીં રાજાનો મહેલ, હાઇસ્કૂલ, તથા ભૂજંગનું મંદિર જોવા લાયક છે. અહીં ચાંદીનું નકશીકામ, કસબી કામ અને રેશમી ભરતકામ સારૂં થાય છે, રાજકોટના એજન્ટ ટુ ધ ગવર્નર જનરલ તરફથી અહીં પોલિટિકલ એજન્ટ રહે છે.

**માંડવી:**—મોટું બંદર છે. પરદેશ જનારાઓની ત્યાં હંમેશ ધમાલ રહે છે.

**અંજાર:**—અહીંથી લોકો ભૂજ જઈ શકે છે, ૭ માઇલ પર બંદર હોવાથી મુંબઈના લોકો અહીંથી જાય છે.

**કંથકોટ:**—જુનું ઐતિહાસિક શહેર છે.

૨. ઈ. સ. ૧૫૪૮ માં ખેંગારજીએ રાજધાની કરી હતી.

૧. સાબરકાંઠા નામ શાથી પડ્યું ?
૨. સાબરકાંઠાના મોટાં દેશી રાજ્યો ગણાવો.
૩. કચ્છમાં બહુ પાકતું નથી, છતાં લોકો પૈસાદાર કેમ ?
૪. કચ્છથી કઈ કઈ ચીજો બહારગામ ચઢે છે ?



# પાઠ ૨૬

## ગુજરાત સ્ટેટ્સ એજન્સી

(૧) નર્મદા (રેવા) કાંઠાના રાજ્યનો સમૂહ.

એમાં એકન્દર ૩૨ દેશી રાજ્યો છે. તેમાં **રાજપીપળા, છોટાઉદેપુર, બારીઆ, લુણાવાડા સંતરામપોર,** અને **વાડાસીનોર** મુખ્ય છે.

રાજપીપળામાં ડુંગરોની હાર આવી છે. **મહી** અને **નર્મદા** બે નદીઓ આ એજન્સીમાં વહે છે. ભીલોની વસ્તી વધુ છે. મહુડાં, સાગ, તેલીબીઆં બગારગામ ચઢે છે.

### રાજપીપળા (નાંદોદ)નું રાજ્ય

આ રાજ્યમાં જંગલોની પેદાશ સારી છે, તે માટે રાજપીપળાથી અંકલેશ્વર સુધી નાના માપની રેલ્વે બાંધેલી છે. આ એજન્સીમાં બધાં રાજ્યોના વિસ્તારમાં આ રાજ્ય મોટું છે. અહીંના રાજા ગોહિલ રજપુત વંશના છે. ઇમારતી લાકડું તથા અકીક બહારગામ ચઢે છે. જુવાર, બાજરી મુખ્ય પાક છે. **રાજપીપળા** ( નાંદોદ ) રાજધાનીનું શહેર છે. અહીં એક હાઇસ્કૂલ છે.

**છોટા ઉદેપુર અને બારીઆ**:—બંને રાજ્યના રાજા ચોહાણ રજપુત વંશના છે, આ રાજ્યોની હવા સારી નથી. છોટા ઉદેપુર અને દેવગઢ બારીઆ અનુક્રમે રાજધાનીનું ગામ છે.

**લુણાવાડા**:—અહીંના રાજા સોલંકી રજપુત વંશના છે. લુણાવાડા રાજધાનીનું શહેર છે. અહીંથી ગોધરા સુધી નાનામાપની રેલ્વે ગાડી છે.

**સંતરામપોરઃ**—એ પહેલાં સુંથથી ઓળખાતું, હવે **સંતરામપોરથી** ઓળખાય છે. રાજા પરમાર રજપુત વંશના છે. એની રાજધાની **સંતરામપોર** છે.

**વાડાસીનોરઃ**—નવાબીરાજ છે. એની રાજધાની **વાડાસીનોર** છે. **સંખેડામેવાસ** અને **પાંડુમેવાસ** ઠાકોરોની જાગીરો છે.

(૧) **નર્મદાની** દક્ષિણના રાજ્યો.

એમાં કુલ પાંચ રાજ્યો છે. **સચીન**, ધરમપુર, **વાંસદા**, **ડાંગ** અને **ઝવાર**.

**સચીનઃ**—નવાબી રાજ્ય છે. એના ગામો સુરત જિલ્લામાં જુદે જુદે સ્થળે આવેલાં છે. **તેમાં** દરિયા કિનારે આવેલાં **ભીમપોર** અને ડુમસ હવાખાવાનાં સ્થળ છે. એની રાજધાની **સચીન** છે.

**ધરમપુરઃ**—પહેલાં એ રામનગરના રાજ્યથી ઓળખાતું, અહીંના રાજા સિસોદીયા રજપુત વંશના છે. જંગલની પેદાશ સારી છે. એની રાજધાની **ધરમપુર** છે. અહીંથી નાશિક જવાનો રસ્તો છે. વલસાડથી ધરમપુર જવાને પાકી સડક છે.

**વાંસદાઃ**—આ રાજ્યમાં ઘણાં જંગલો આવેલાં છે. વાંસ, લાકડાં, કાળો પત્થર વગેરે બહારગામ ચઢે છે. રાજા સોલંકી રજપુત વંશના છે. એની રાજધાની **વાંસદા** બિલીમોરા સ્ટેશનથી ૧૯ મલ દૂર છે. જવાને પાકી સડક છે. ઉનાઈ પાસે રાજ્યની સરહદ લાગેલી છે.

**ઝવારઃ**—આ રાજ્ય થાણા જિલ્લામાં આવેલું છે. જંગલોની પેદાશ સારી છે. રાજા કોળી (ઠાકોર) વંશના છે.

એની રાજધાની ઝવાર છે. દહેણુથી ઝવાર સુધી પાકી સડક છે. ઈમારતી લાકડાં, વાંસ બહારગામ ચડે છે.

ઉપરના તમામ રાજ્યો ઉપર વડોદરાના રેસિડેન્ટ દેખરેખ રાખે છે, અને તેના એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ ગણાય છે. ડાંગનું રાજ્ય હજુ મુંબઈ સરકારને તાબે છે.

## ખંભાતનું રાજ્ય

આ નવાબી રાજ્ય અમદાવાદ જિલ્લા પાસે આવેલું છે. રાજ્યની જમીન ખારવાળી છે. તેથી કુવા ખારા થઇ જાય છે, થોડી જમીનમાં ઘઉં, જુવાર, કપાસ પાકે છે, જ્યાં દરિયા કિનારો લાગેલો છે, ત્યાં કંઈ પણ પાકતું નથી. **ખંભાત** એની રાજધાની છે, પૂર્વે તે મોટું બંદર હતું, તે **સ્થંભાવતી**ના નામથી ઓળખાતું, અહીં કોરીયાં લુગડાં, અકીક કામ, શેતરંજી વગેરે સારાં થાય છે, દિવાસળીનાં કારખાનાં છે, નવાબનો મહેલ, જુમામસીદ, ન્યાયમંદિર વગેરે જોવા લાયક છે, ખંભાત ઉપરથી પાસેનો અખાત **ખંભાતનો અખાત** એ નામથી ઓળખાય છે.

આ રાજ્ય ઉપર પણ વડોદરાના રેસિડેન્ટ દેખરેખ રાખે છે.

## પાલણપુર અને દાંતાના રાજ્યો

એમાં મુખ્ય ૩ રાજ્યો છે. તેના ઉપર રજપુતાનાના એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ દેખરેખ રાખે છે.

(૧) **પાલણપુર** (પહેલા વર્ગનું) (૨) **દાંતા** અને **વિજયનગર** (બીજા વર્ગનાં) છં. આ રાજ્યમાં **બનાસ** અને **સરસ્વતી** નદીઓ વહે છે. આ એજન્સીના બળદ વખણાય છે.

### પાલણપુરનું રાજ્ય

એ નવાબી રાજ્ય ગૂજરાતની ઉત્તરે આવ્યું છે. આ રાજ્યની પશ્ચિમે કચ્છનું રણ લાગેલું છે, તેથી જમીન રેતાળ છે અને તાપતાઢ વધુ પડે છે. એની રાજધાની **પાલણપુર** છે.

**ડિસા**:—પહેલાં બ્રિટિશ લશ્કરી છાવણીનું સ્થળ હતું, હવે ત્યાંથી છાવણી ઉઠાવી લીધી છે.

### દાંતાનું રાજ્ય

આબુના ડુંગરની આસપાસ પરમાર રજપુત વંશનું રાજ્ય છે. એમાં હિન્દુઓનું **અંબાજીનું** પવિત્ર ધામ આવેલું છે, અને તેથી રાજ્યને સારી આવક થાય છે. અંબાજી પાસે કોટેશ્વર આગળ **સરસ્વતી** નદીનું મૂળ આવેલું છે.

વિજયનગર નાનું દેશી રાજ્ય છે.

---

૧. આ એજન્સીમાં ક્યાં ક્યાં રાજ્યો આવ્યાં ?

૨. દરેક રાજ્યોમાં જોવા અને જાણવા જેવાં સ્થળો ગણાવો.

## પાઠ ૨૭

### દીવ અને દમણ (ફિરંગીઓનો સ્વતંત્ર મૂલક)

**દીવ**:—કાઠિયાવાડની દક્ષિણે ૮ મૈલ લાંબો ટાપુ છે, પહેલાં ત્યાં વસ્તી સારી હતી અને મોટું બંદર હતું, હવે તુટી ગયું છે.

**દમણ**:—થાણા જિલ્લાની ઉત્તરે મોટું બંદર છે, હાલમાં ત્યાં બહુ વસ્તી નથી. પાસે આવેલો **નગરહવેલીનો** પ્રાન્ત દમણને તાબે છે. ત્યાંની જમીન ફળદ્રુપ છે. એ પ્રાન્ત પેશ્વા પાસેથી તેઓએ મેળવ્યો હતો.

યૂરોપમાં આવેલા પોર્ટુગલને[1] તાબે આ સંસ્થાનો છે. તેઓ અંગ્રેજ સરકારથી તદ્દન સ્વતંત્ર છે.

---

૧. પોર્ટુગલ ક્યાં આવ્યું તે યુરોપના નકશામાંથી શિક્ષકે બતાવવું.

# મુંબઈ—પરાં—વિભાગ

એના બે ભાગ છે. (૧) મુંબઈ શહેર (૨) મુંબઈ પરાં, અથવા મુંબઈ સબર્બન જિલ્લો.

## પાઠ ૨૮

### મુંબઇ શહેર



મુંબઈ સાત નાના ટાપુ ઉપર વસેલું છે. એ ટાપુઓ દક્ષિણના હિન્દુ રાજાને+તાબે હતા. પછીથી મુસલમાનોએ જીતી લીધા. અમદાવાદના સુલતાન પાસેથી ફિરંગીઓએ લીધા. પોર્ટુગલના રાજાએ સને ૧૬૬૧માં પોતાની કુંવરી ઈંગ્લાંડના[1] રાજા ચાર્લ્સ સાથે પરણાવી; ત્યારે પહેરામણીમાં આપેલા, તે ઈ. સ. ૧૬૬૭થી ઈંગ્લાંડના રાજાએ ઈસ્ટ ઇંડીયા કંપનીને સો રૂપીએ ભાડે આપ્યા. એ કંપનીએ

---

+ભીમદેવ. ૧-ઈંગ્લાંડ બતાવવું.

સને ૧૬૬૮માં પોતાની વેપારની કોઠી સૂરતથી કાઢી નાંખી (જુઓ પાસેના ચિત્રમાં મુંબઈ લખ્યું છે) આ બેટ ઉપર આણી. તેના રક્ષણ માટે સને ૧૭૧૬માં તેની ફરતે એક કોટ[2] બાંધ્યો. બાકીના ટાપુઓ ઉપર માછી લોકોની વસ્તી હતી. માહીમવાળો ભાગ હિન્દુ રાજાઓના વખતમાં **મહીકાવતીથી** ઓળખાતો.

અંગ્રેજોએ કોઠી મુંબઈ આણ્યા પછી દિવસે દિવસે મુંબઈનો વેપાર અને વસ્તી વધતાં ગયાં. તે આજે દુનિયામાંના મોટા બંદરોમાંનું એક બંદર છે, અને મુંબઈ ઈલાકાની રાજધાની છે. આ બંદરની ગોઠવણ એવી સરસ છે, કે તેથી પૃથ્વીનાં મોટાં બંદરો જોડે પુષ્કળ વેપાર ચાલે છે. અહીંના વેપારી કરોડાધિપતિઓ છે. અહીં ૮૨ મીલો છે, અને તેમાં પુષ્કળ કાપડ વણાય છે. મુંબઈનો વિસ્તાર માત્ર ૨૪-૬ મૈલ છે, અને વસ્તી ૧૨ લાખ માણસની છે. દુનિયાની તમામ જાતિઓ ત્યાં વસે છે. તેમાં દક્ષિણી લોકોની



વસ્તી વધુ છે. કારણકે તે લોકોનો દેશ નજીક આવેલો છે. બધો વેપાર ગૂજરાતી તથા કચ્છીઓના હાથમાં છે. તેથી ત્યાં મરાઠી—ગુજરાતી ભાષા સામાન્ય વપરાય છે, પણ તમામ ખાતામાં અંગ્રેજીનો

---

૨-હાલમાં તે ભાગ કોટથી ઓળખાય છે.

વપરાશ વધુ છે. અહીંની હવા સમઘાત છે. મુંબઈ કોકણ પ્રદેશમાં આવેલું હોવાથી વરસાદ ૭૦ થી ૯૦ ઇંચ સુધી પડે છે. કોલાબાની વેધશાળામાં હવા–તાપ–વરસાદની નોંધ રહે છે. શહેરમાં મલબાર હીલ, ખંભાલા હીલ, વરલી હીલ, શિવરી, મહાલક્ષ્મી અને ભંડારવાડા હીલ એમ છ ટેકરીઓ આવેલી છે. તેમાં મલબારહીલ તથા ખંભાલાહીલ ઉપર પૈસાદાર લોકોના મહેલો આવેલા છે. રમતગમત માટે ઠામ ઠામ બગીચાઓ તથા મેદાનો છે. તેમાં એસ્પ્લેનેડ (આઝાદ મેદાન) બહુ મોટું છે, ત્યાં દરરોજ બાળકો ક્રિકેટ ખેલવા જાય છે. કોકણ, અને ગોવા તરફ જવા માટે અલેક્ઝાંડ્રા ડૉકમાંથી બોટ ઉપડે છે, કચ્છ અને કારવાર જવા પ્રિન્સેસ ડૉકમાંથી બોટો ઉપડે છે. પૃથ્વીના કોઈપણ સ્થળે જનારાઓની આગબોટ અલેક્ઝાંડ્રા ડૉકમાંથી ઉપડે છે. દુનિયાની તમામ જાતિના માણસો એ ડૉકમાં તથા બોરીબંદર સ્ટેશન ઉપર જોવાના મળે છે.

**આયાત અને નિકાશ**:–મુંબઈ ઇલાકામાં લખ્યા પ્રમાણે જ સમજવી, કારણકે તે બધો માલ મુંબઈ બંદરે ઉતરે છે અને ચઢે છે.

મુંબઈમાં શિક્ષણ માટે ઠામ ઠામ કૉલેજો છે, તેમાં ગામે ગામથી છોકરા છોકરીઓ ઉંચા પ્રકારનું શિક્ષણ લેવા આવે છે. તે માટે અહીં મોટું **વિશ્વવિદ્યાલય** (યુનિવર્સિટિ) છે. ઇલાકાની બીજી મ્યુનિસિપાલીટી કરતાં મુંબઇ મ્યુનિસિપાલીટીને ઘણી સત્તાઓ સરકારે આપેલી છે, કારણકે તે એક મોટો **વિભાગ** છે. મુંબઇ શહેરના સાત ભાગ પાડેલા છે, અને તે દરેક ભાગ વોર્ડના નામથી ઓળખાય છે, દરેક વોર્ડમાંથી અમુક મેંમ્બરો પ્રજા ચુંટી કાઢે છે. એ મેંબરો કોર્પોરેટરના નામથી ઓળખાય છે, અને તેની સભા

કોર્પોરેશનના નામથી ઓળખાય છે. તે એક પ્રમુખ ચુંટી કાઢે છે. વળી તેના ઉપરી કમિશ્નર હોય છે, પણ તેનો ખરો કારભાર કોર્પોરેશન જ ચલાવે છે. સરકારી ખાતાંની માફક તેમના જુદાં જુદાં ખાતાં હોય છે, અને તે માટે કમિટિઓ નિમેલી હોય છે. એ કમિટિઓ દીવાબત્તી, રસ્તાઓ, ફુટપાટો, પાણીના નળો, બાગબગિચાઓ, શાળાઓ વગેરેની વ્યવસ્થા કરે છે. મુંબઈમાં નવો આવનાર માણસ ઉંચાં ઉંચાં મકાનો, ગ્યાસ તથા વીજળીની રોશની, માણસોની ઠઠ, ગાડી, મોટર, ટ્રામ વગેરેની ધમાલ જોઈ દીંગ થઈ જાય છે. લોકોને જવા આવવા ટ્રામ, ગાડી, મોટરો ઉપ-રાંત રેલ્વે ગાડીની પણ ઘણી સારી સગવડ છે. એ માટે બી. બી. સી.આઈ. રેલ્વે. જી. આઈ. પી. રેલ્વે તથા હાર્બર બ્રાન્ચ રેલ્વે ગાડીઓ આવેલી છે.

વળી માળવાળી ટ્રામ અને માળવાળી મોટરબસ શહેરની ભવ્યતા તથા સગવડતામાં વધારો કરે છે. દરેક પ્રકારનાં બજારો જુદાં જુદાં હોય છે. માંદા માણસો તથા અકસ્માત નડેલા માણસો માટે ઠામ ઠામ હોસ્પિટલો આવેલી છે, વળી આગ જેવા અકસ્માત માટે મોટા મોટા રાક્ષસી બંબાઓ રાખેલા હોય છે. મુંબઈમાં જમીનના પ્રમાણમાં વસ્તી વધુ હોવાથી કિલકિલાટ લગભગ ૧૮ કલાક સુધી રહે છે, તેમજ માણસોને રહેવા માટે પણ સસ્તી જગા[૧] મળતી નથી.

અહીં રેડિયો, તાર, ટેલિફોન, લાયબ્રેરીઓ, જીમખાનાઓ, પોષ્ટ ઓફિસોની સગવડ સારી છે. રસ્તાઓ પહોળા અને એકજ તરેહના હોવાથી અજાણ્યા લોકો ભૂલા પડે છે. નવા આવનારને સાવચેતી રાખવી બહુ જરૂરી રહે છે.

---

૧. કહેવત છે કે રોટલો મળે પણ સુવાને ઓટલો ન મળે.

મુંબઈ યાદીરૂપ:—

**ભૂશિર:**—કોલાબા, વાલકેશ્વર, વરલી, મામાહાજી અને શિવરી.

**ઉપસાગર:**—બૅકબે. **અખાત:**—માહીમનો.

**ખાડી:**—વાંદરાની.

**તળાવ:**—મંમાદેવી, બાણગંગા અને મહાલક્ષ્મીનું.

**ગોદી:**—વિકટોરિયા ડૉક, પ્રિન્સેસ ડૉક, અલેક્ઝાંડ્રા ડૉક, સાસુન ડૉક અને ગવર્નમેન્ટ ડૉકયાર્ડ.

**બંદર:**—ક્રિયર બંદર, પાલવા બંદર, મોદી બંદર, વાડી બંદર, કર્નાક બંદર, આર્થર બંદર (બંદરના દેખાવનું ચિત્ર જુઓ.)

**હરવા ફરવાની જગા:**—ચોપાટી, પાલવાબંદર, બેન્ડ સ્ટેન્ડ, રાણીબાગ, ઝુલાબાગ, વરલીની નવી ચોપાટી, કિંગ સર્કલ.

**હૉસ્પિટલો:**—જે. જે. હૉસ્પિટલ; જી. ટી. હૉસ્પિટલ; સર હરકીશનદાસ હૉસ્પિટલ; કિંગ એડવર્ડ મેમોરિયલ હૉસ્પિટલ, કામા હૉસ્પિટલ, નાયર હૉસ્પિટલ.

**મુખ્ય રસ્તાઓ:**—કોલાબારોડ, હોર્નબીરોડ, કાલબાદેવીરોડ, ગીરગામ, (વિઠ્ઠલભાઈ પટેલ) રોડ, પરેલરોડ, વાલકેશ્વરરોડ, સાતરસ્તા, શિવરસ્તા, લેડી જમશેદજીરોડ, સેંડહર્સ્ટ રોડ, લેમીંગ્ટન રોડ, મહમદઅલી રોડ, તાનસા પાઈપરોડ.

**વૉર્ડ:**—એ. કોટ વૉર્ડ; બી. માંડવી વૉર્ડ; સી. ભૂલેશ્વર વૉર્ડ; ડી. ગીરગામ વૉર્ડ; ઈ. ભાયખલા વૉર્ડ; એફ. પરેલ વૉર્ડ; જી. માહીમ વૉર્ડ.

**રેલ્વે સ્ટેશનો:—**

| | **બી.** બી. રેલ્વે. | **જી.** આઈ. પી. રેલ્વે. | હાર્બર બ્રાન્ચ રેલ્વે. |
|---|---|---|---|
| ૧ | ચર્ચગેટ | **બોરીબંદર** | **બોરીબંદર** |
| ૨ | મરીન લાઈન | મસજીદ | મસજીદ |
| ૩ | ચર્નીરોડ | સેંડહર્સ્ટરોડ | સેંડહર્સ્ટરોડ |
| ૪ | ગ્રાંટરોડ | ભાયખલા | રે રોડ |
| ૫ | **બોમ્બે સેંટ્રલ** | ચીંચપોકલી | કોટન ગ્રીન |
| ૬ | મહાલક્ષ્મી | કરી રોડ | શીવરી |
| ૭ | લોઅર પરેલ | પરેલ | **ગાવારી** |
| ૮ | એલ્ફીન્સ્ટન રોડ | **દાદર** | |
| ૯ | **દાદર** | માટુંગા | |
| ૧૦ | માટુંગા | શીવ | માહીમ — કોલવાડા |
| ૧૧ | માહીમ | | વાંદરા — કુર્લા |

હાર્બર બ્રાન્ચનો ફાંટો વાંદરા અને કુર્લા સુધી જાય છે.

**બોરીબંદર** (વિક્ટોરિયા ટર્મીનસ, તથા બોમ્બે સેંટ્રલના ચિત્ર જુઓ.) ત્યાંથી બહારગામની તમામ ગાડીઓ ઉપડે છે. તમામ સ્થળના લોકો ત્યાં જોવાના મળે છે. જી. આઈ. પી. રેલ્વેનો બધો માલ વાડી બંદર અને બી. બી. રેલ્વેનો માલ કર્નાક બંદરે ઉતરે છે. પુના તથા નાશિક તરફનાં બધાં શાકભાજી, ફ્રૂટ વગેરે ભાયખલે ઉતરે છે. સૂરત તથા બીજા સ્થળથી આવતાં ફ્રૂટ કે શાકભાજી ગ્રાંટરોડ ઉતરે છે, પરાંમાંથી આવતાં શાકભાજી, દૂધ દરેક સ્થળે ઉતરે છે.

**જોવા જેવાં સ્થળો:—**

**કોલાબાની દિવાદાંડી:**—ત્યાં વહાણો તથા આગબોટો ન અથડાય માટે ફરતો દિવો રાખવામાં આવે છે.

મ્યુઝિયમ:—અહીંનું સંગ્રહસ્થાન જોવા જેવું છે.

વેધશાળા:—સો વરસ ઉપર બાંધેલી છે. ત્યાં હવામાં થતો ફેરફાર, ચોક્કસ ટાઇમ, ધરતીકંપ વગેરે જાણવાને યંત્રો ગોઠવેલાં છે.

હાઇકોર્ટ:—અહીં ઈલાકા માટે પ્રજાને ન્યાય આપવાને મોટી અદાલત બાંધેલી છે. (જુઓ ચિત્ર પાનું ૨)



રાજાબાઇ ટાવર:— ૨૮૦ ફૂટ ઉંચો મિનારો શેઠ પ્રેમચંદ રાયચંદે સને ૧૮૬૪માં માતા રાજબાઈની યાદમાં બંધાવ્યો હતો.

ટંકશાળ:—અહીં સરકાર તરફથી સિક્કા પાડવામાં આવે છે.

ટાઉનહોલ:—મોટી મોટી સભાઓ ભરવાને સને ૧૮૨૧ માં બંધાવ્યો હતો. (જુઓ ચિત્ર)



જનરલ પોષ્ટ ઓફિસ:—મુંબઈમાં મુખ્ય ૨૧ પોષ્ટ ઓફિસો છે. તેમાં ૧લા નંબરની આ છે. આખા ઇલાકાની પોષ્ટની આ વડી ઓફિસ છે. એ મકાન ૧૦ વર્ષે બંધાઈ રહ્યું હતું.

બોરીબંદર:—જી. આઈ. પી. રેલ્વેનું મોટું સ્ટેશન આખા હિન્દમાં ભવ્ય અને મોટું છે. એના ૧૩ પ્લેટફોર્મ છે. ત્યાં માણસ કરતાં ઉંચા ઘડિયાળો છે. અહીંથી પુના અને ઇગતપુરી સુધી વીજળીની ટ્રેન ચાલુ થઈ છે. (જુઓ ચિત્ર)

મ્યુનિસિપલ ઓફિસ:—મુંબઈ મ્યુનિસિપલની બધી ઓફિસો અહીં છે. એનો મિનારો બહુજ ઉંચો છે.

એ સિવાય સેક્રેટેરીએટનું મકાન, રોયલ ઇન્સ્ટીટયુટ ઓફ સાયન્સ, તાજમહાલ હોટલ, તોપખાનું, પરેલ લેબોરેટરી, જે આર્ટ સ્કૂલ, વિક્ટોરિયા ટેકનીકલ ઇન્સ્ટીટયુટ, મહાલક્ષ્મી રેસનું સ્થળ, શેર બજાર અને રૂ બજારના મકાનો, મુંબાદેવી, મહાલક્ષ્મી, બાબુલનાથ, નળબજારનું ગોળદેવળ, ક્રાફર્ડ માર્કેટ, કાળાઘોડા,





બોમ્બે સેંટ્રલ, પુતળાંઓ વગેરે જોવા જેવાં સ્થળો છે. (જુઓ ચિત્રો)

---

૧. મુંબઈ બંદરની ક્યા ક્યા કારણોથી ચઢતી થઈ?

૨. અજાણ્યા માણસને મુંબઈ જોતાંજ કેવું લાગે?

૩. જોવા જેવાં સ્થળો કહો

૪. તમને મુંબઈમાં ગમે કે ગામડામાં? શા માટે?

૫. મુંબઈમાં બહારગામથી કઈ કઈ ચીજો આવે છે?

# પાઠ ૨૯

## મુંબઈ પરાં અથવા મુંબઈ સબર્બન જિલ્લો

મુંબઈમાં જમીનની તાણુ મટાડવાને લોકોની સુખાકારી માટે




થાણા જિલ્લાના દક્ષિણુ સાષ્ટીમાંથી કેટલાંક ગામોનો એક જુદો જિલ્લો બનાવ્યો છે. તે મુંબઈ પરાં અથવા સબર્બન જીલ્લાના નામથી ઓળખાય છે. આપણા ઇલાકામાં વિસ્તારમાં નાનામાં નાનો આ જિલ્લો છે. મુંબઈને લીધે વસ્તી સારી છે. મુંબઇના ડેવલેપમેંટ ખાતાના અધિકારી આ જિલ્લાના કમિશ્નર છે. તેના હાથ નીચે કલેકટર પણ છે. તે આ જિલ્લા ઉપર દેખરેખ રાખે છે. થાણા જિલ્લામાં આવેલો અંબરનાથનો ભાગ આ જિલ્લામાં ગણ્યો છે. મુંબઈના શેઠીઆ લોકોએ આ જિલ્લામાં બાગબગીચા અને રોનકદાર બંગલાઓ બંધાવ્યા છે. તેથી દરેક ગામો રમણિય લાગે છે. સહ્યાદ્રિનો ભાગ આ જિલ્લામાં લાગેલો હોવાથી વરસાદ સારો પડે છે. લોકો શાકભાજી પુષ્કળ પકવે છે, અને તે દરરોજ મુંબઈ ચઢે છે. મુંબઈ માટે દરરોજ દૂધ પુરૂં પાડનારાઓના ભેંસોના તબેલા દરેક ગામે છે, અને ત્યાંથી સવાર બપોર દૂધ મુંબઈ આવે છે. અહીંનાં હવા પાણી સારાં હોવાથી ઘણા નોકરી ધંધાવાળા લોકો આ જિલ્લામાં રહે છે, અને દરરોજ મુંબઈ આવજા કરે છે. તે માટે બી. બી. રેલ્વે તથા જી. આઇ.

પી. રેલ્વેમાં પા પા કલાકે વીજળીની ટ્રેનો દોડે છે. તુળસી અને વિહાર તળાવ આ જિલ્લામાં આવેલાં છે. તેનું પાણી આ જિલ્લાનાં શહેરો તથા મુંબઈને નળવાટે મળે છે. **કેનેરીની** પ્રખ્યાત ગુફા આ જિલ્લામાં છે.

મુખ્ય સ્થળો:—

**અંધેરી:**—આ જિલ્લાનું મુખ્ય સ્થળ છે. પાસે જોગેશ્વરીની ગુફા જોવા જેવી છે. અહીં ઈસ્માલીયા કૉલેજ આવેલી છે. હવેથી **વીલાપારલાને અંધેરી** સાથે જોડી દીધું છે. **વીલાપારલા** એ મુંબઈનું વીમાનનું મોટું મથક છે.

**વાંદરા:**—આ જિલ્લાનું વસ્તીમાં મોટું શહેર છે. અહીં ઢોરોનું+ કતલખાનું છે. **સાંતાક્રુઝ** તથા ખાર ગામો આ શહેર સાથે જોડી દીધાં છે. સાંતાક્રુઝમાં દેશી લશ્કરની છાવણી છે. વાંદરાથી બોરીબંદર તથા ચર્ચગેટ સુધી લોકલ ટ્રેનો દોડે છે.

**જુહુ અને વેસાવા:**—હવાખાવાનાં સ્થળો છે. અહીં નાળિયેર બહુ થાય છે.

**બોરીવલી:**—અહીંની આપુસ કેરી વખણાય છે. અહીંથી ૭ માઈલ દૂર **કેનેરીની** ગુફા આવેલી છે. ગુફામાં ૧૦૮ ગુફાઓ છે. દુનિયાના ઘણા લોકો આ ગુફા જોવા આવે છે. અહીંથી વીજળીની લોકલ ટ્રેનો મુંબઈ સુધી દોડે છે. દૂધ અને શાકભાજી અહીંથી મુંબઈ ચઢે છે.

**કુર્લા:**—કુર્લાના બે ભાગ છે. જુનું અને નવું. જુનું કુર્લા શિવાજીના વખતમાં બંદર હતું. અહીં કાપડની બે મીલો છે.

---

+ ગાય, બળદ. બકરાં, ઘેટાં.

અહીં દિવાસળી તથા કાચનાં કારખાનાં પણ ઉઘડ્યાં છે. શનિવારે ઢોરોનું બજાર ભરાય છે. અહીં ભેંસોનું કતલખાનું છે.

**ઘાટકોપરઃ**–ઘાટ ઉપર વસેલું તેથી ઘાટકોપર નામ પડ્યું છે. મુંબઈના ઘણા ગુજરાતી વેપારીઓ રહે છે. રવિવર્માનું ચિત્રનું પ્રેસ તથા દિવાસળીનાં કારખાનાં જોવા જેવાં છે.

**ચેંબુરઃ**–પાંજરાપોળ તથા ફુલોના બગિચાઓ છે.

**અંબરનાથઃ**–અહીં કેટલાંક કારખાનાં છે.

મલાડ, ગોરેગામ, કાંદીવલી, વિક્રોળી, ભાંડુંપ, મુલુન્ડ એ બીજાં ગામો છે.

---

૧. મુંબઈ પરાની જમીન પહેલાં કેવી હતી? ત્યાં લોકો શા માટે વસ્યા?
૨. પરાંમાં જોવા અને જાણવા જેવાં સ્થળો કહો.
૩. પરાંનો નકશો દોરો તેમાં મોટાં ગામો બતાવો. પરાંની આબાદી શાથી થઈ તે કહો.

# પાઠ ૩૦

## મધ્ય વિભાગ

[ મરાઠી ભાષા બોલનારાઓનો વિભાગ ]

**સીમાઃ**–ઉત્તરે હોલ્કરનું રાજ્ય તથા ગુજરાત.
પૂર્વે–નિઝામનું રાજ્ય તથા મધ્યપ્રાન્ત.
દક્ષિણે–કોલ્હાપુર, ઔંધ અને જતના દેશી રાજ્યો.
પશ્ચિમે–કોકણનો ભાગ,




મધ્ય વિભાગનો નકશો

**ભૂમિરચના:**—પશ્ચિમઘાટને લીધે આ વિભાગ કોંકણપટ્ટીથી જુદો પડે છે. નાશિક અને અહમદનગર જિલ્લાની જમીન ઉંચાણ પડતી છે. કેટલીક જગ્યાએ સપાટ જમીન છે. કેટલાંક ગીચ જંગલો પણ આવેલાં છે. ખાનદેશ જિલ્લાઓની જમીન કાળી છે. તેમાં કપાસ સારો પાકે છે, તેમજ કઠોળ, જુવાર, અળસી વગેરે પાક સારો પાકે છે. પુના અને નાશિક જિલ્લામાં બાગાયતી પાક સારો થાય છે. તેથી દરરોજ ત્યાંથી મુંબઈ તથા બહારગામ શાકભાજી, દ્રાક્ષ અને બીજાં ફ્રુટો દરરોજ જાય છે. સહ્યાદ્રિને લીધે કેટલાક ઘાટો આવેલા છે. સોલાપુર જિલ્લામાં વરસાદ બહુ પડતો નથી.

**ડુંગરો:**—સાતપુડા અને સાતમાળા.

**પર્વત:**—સહ્યાદ્રિ. એમાં કળસુબાઈ નામનું શિખર છે.

**નદીઓ:**—તાપી, ગોદાવરી, ગીરણા, મૂળામુઠા, ભીમા વગેરે

**આબોહવા:**—ખાનદેશ જિલ્લામાં જંગલો તરફની હવા બહુ સારી નથી. અહમદનગર, પુના અને નાશિક જિલ્લાની હવા સારી છે. સોલાપુર જિલ્લામાં તાપ ટાઢ વધુ પડે છે.

**હવા ખાવાનાં સ્થળો:**—પંચગની, નાશિક, દેવલાલી, લોનાવલા, ખંડાલા અને મહાબળેશ્વર.

**જિલ્લા:**—ઉત્તર વિભાગ કરતાં વિસ્તારમાં આ વિભાગના જિલ્લા મોટા છે. કુલ સાત જિલ્લાઓ છે. પશ્ચિમ ખાનદેશ, પૂર્વ ખાનદેશ, નાશિક, અહમદનગર, પુના, સતારા અને સોલાપુર.

## (૧) પશ્ચિમ ખાનદેશ જિલ્લો [કપાસનો જિલ્લો]




આ જિલ્લામાં કપાસ બહુ પાકે છે. તેથી લોકો ઢોર પાળે છે. ઢોરને કપાસિયા ખાવા આપે છે. તેથી દૂધ, ઘી પુષ્કળ મળે છે. માખણ, ઘી, રૂ બહારગામ ચઢે છે. કપાસ લોઢવાના તથા ગાંસડી બાંધવાના જિનો ઘણા ગામે આવેલાં છે. કેટલેક સ્થળે કાપડ પણ બને છે. અસલ ખાનદેશ જિલ્લો એક હતો, પણ વિસ્તાર મોટો હોવાથી તેના બે જિલ્લા કર્યા છે. અહીંના લોકો ખાવે પીવે સુખી છે.

**મુખ્ય નદી:**–તાપી.

**ડુંગર:**–અજંટાનો. એમાં પ્રખ્યાત અજન્ટાની ગુફા આવી છે.

**મુખ્ય સ્થળો:**–

**ધુળિયા:**–જિલ્લાનું મુખ્ય શહેર છે. અહીં રૂ તથા અળસીનો વેપાર સારો ચાલે છે. કાપડની મીલો પણ છે.

**નંદરબાર:**–વેપારનું મોટું સ્થળ છે. અહીંથી રૂ, અળસી, ઘઉં, ચણા વગેરે બહારગામ જાય છે.

## (૨) પૂર્વ ખાનદેશ જિલ્લો [કપાસનો જિલ્લો]

આ જિલ્લો પશ્ચિમ ખાનદેશને જ મળતો છે. એનાં નિકાશ અને પાક એ જીલ્લાને મળતાં જ છે. આ જિલ્લામાં

પણ કપાસ બહુ પાકે છે. જુવાર પણ સારી પાકે છે. ખોરાક+ તથા રહેણીકહેણી પશ્ચિમ ખાનદેશને મળતી છે. તલ, અળસી વગેરે બહારગામ ચઢે છે.

**મુખ્ય સ્થળો:—**

**જળગામ:**—જિલ્લાનું મુખ્ય સ્થળ છે. અહીં કાપડની બે મીલો છે. રેલ્વે જંકશન છે. રૂ, તેલીબીઆં, (તલ, અળસી) વગેરે બહારગામ ચઢે છે.

**ભુસાવળ:**—રેલ્વે જંકશન છે. અહીંથી જી. આઈ. પી. રેલ્વેના બે ફાંટા પડે છે. (૧) અલ્હાબાદ તરફ (૨) કલકત્તા તરફ

**અમલનેર:**—અહીં કાપડની બે મીલો છે.

**ચાળીસગામ:**—અહીં કાપડની એક મીલ છે.

## (૩) નાશિક જીલ્લો

[દ્રાક્ષની વાડીઓનો જિલ્લો]



આ જિલ્લાની જમીન સમુદ્રની સપાટીથી ઘણી ઉંચી છે. એના પૂર્વ ભાગમાં તાપ ટાઢ વિશેષ પડે છે. આ જિલ્લાની હવા સારી ગણાય છે. સહ્યાદ્રિનો થળઘાટવાળો ભાગ આ જિલ્લામાં આવ્યો છે. સહ્યાદ્રિના સપ્તશૃંગ શિખર ઉપર સપ્તશૃંગ

+ જુવાર, ચોખાનો છે.

દેવીનું મંદીર આવેલું છે. ચાંદવડ અને નાશિક તાલુકામાં દ્રાક્ષ પુષ્કળ થાય છે. મુખ્ય નદી ગોદાવરી આ જિલ્લામાંથી વહે છે. મુખ્ય પાક દ્રાક્ષ, ઘઉં, તેલીબીઆં, અંજીર, કેળાં ડાંગર, શાકભાજી વગેરે છે.



મુખ્ય સ્થળો:—

**નાશિક**:—જિલ્લાનું મુખ્ય સ્થળ ગોદાવરી નદીને તીરે આવેલું છે. એ હિંદુઓનું જુનું પવિત્ર ધામ છે. નદીને સામે કિનારે **પંચવટી**નો ભાગ છે. ત્યાં રામ—સીતા અને લક્ષ્મણ વનવાસ વખતે આવીને રહ્યાં હતાં. પંચવટીમાં હિન્દુ યાત્રીઓ માટે પુષ્કળ ધર્મશાળાઓ બાંધેલી છે. અહીંથી શાકભાજી દરરોજ મુંબઈ ચઢે છે. તાંબા પિત્તળનાં વાસણો સારાં બને છે. નદી કિનારે આવેલા ઘાટો જોવા જેવા છે.

**ત્ર્યંબક**:—અહીં **ત્ર્યંબકેશ્વર મહાદેવનું** દહેરું છે. ગોદાવરી નદીનું

મૂળ આ ગામ આગળથી નીકળે છે. અહીં દર સિંહસ્થ વર્ષે (૧૨ વર્ષે) મોટી યાત્રા ભરાય છે. એ નાશિકથી ૧૫ મૈલ દૂર આવેલું છે.

દેવલાલી:—હવા ખાવાનું સ્થળ છે. અહીં લશ્કરી છાવણી છે.

મનમાડ:—રેલ્વે જંકશન છે.

યેવલે:—જરીકામ તથ રેશમી વણાટ માટે પ્રસિદ્ધ છે.

માલેગામ:—અહીં હાથવણાટનો ઉદ્યોગ સારો ચાલે છે.

સિન્નર:—શેરડી, પાન અને કેળાંનો પાક સારો થાય છે.

બાગલાણ:—ગૂજરાતનો છેલ્લો રાજા કરણઘેલો અહીંના કિલ્લામાં આવી રહ્યો હતો.

---

૧ મધ્ય વિભાગનો નકશો દોરી ચાલી ગએલા જિલ્લાઓ બતાવો અને તેનાં મુખ્ય સ્થળ પુરો.

૧ દરેક જિલ્લાનો મુખ્ય પાક તથા ઉદ્યોગ જણાવો.

# પાઠ ૩૧

## મધ્ય વિભાગ [ચાલુ]

## (૪) અહમદનગર જિલ્લો




જિલ્લામાં કેટલીક જમીન ઉજ્જડ અને પહાડી છે. સહ્યાદ્રિનું ઉંચું શિખર કળસુબાઈ આ જિલ્લામાં આવ્યું છે.

જિલ્લાના કેટલાક ગામોમાં હાથવણાટનો ઉદ્યોગ સારો ચાલે છે. જિલ્લાના પૂર્વ ભાગમાં વરસાદની તાણ રહે છે. તેથી ગોદાવરી તથા પ્રવરા નદીમાંથી નહેરો કાઢેલી છે. મુખ્ય પાક ઘઉં, કપાસ, ચણા વગેરે છે. બેલાપુરની આસપાસ શેરડી ઘણી પાકે છે, અને તેથી ત્યાં સાકરનાં કારખાનાં નીકળ્યાં છે.

મુખ્ય સ્થળો:—

અહમદનગર:—જિલ્લાનું મુખ્ય સ્થળ સીના નદી ઉપર આવેલું છે. ઈ. સ. ૧૪૯૪માં અહમદ નિઝામશાહે વસાવી અહમદનગર નામ રાખ્યું હતું. ઘણી મસજીદો, કિલ્લો તથા ચાંદબીબીના મહેલો વગેરે જોવા જેવાં છે. પ્રખ્યાત વીરાંગના ચાંદબીબીએ અહીંના કિલ્લાનો બચાવ કરી મોગલોને હઠાવ્યા હતા, અને સંધી કરવાની ફરજ પાડી હતી. અહીંથી ૧૫ મૈલ પર એક ખીણ આવેલી છે, તે "સુખીખીણ"ના નામથી ઓળખાય છે.

બેલાપુર:—અહીં ગોળ તથા સાકરનાં કારખાનાં છે. ત્યાંની સાકર બેલાપુરી દેશી સાકરના નામથી ઓળખાય છે.

સંગમનેર:—પિત્તળનો સામાન તથા કપડાં સારાં બને છે.

ખર્ડા:—અહીં કિલ્લો છે. ઈ. સ. ૧૭૯૫માં અહીં નિઝામ અને મરાઠા વચ્ચે મોટી લડાઈ થઈ હતી. તેમાં મરાઠાઓનો વિજય થયો હતો.

પુણતાંબે:—આ ગામ આગળ પ્રસિદ્ધ ચાંદદેવ મહારાજની સમાધિ છે.

## (૫) પુના જિલ્લો




સહ્યાદ્રિની સુંદર હારમાળાઓ આ જિલ્લામાં છે, તેથી કેટલીક જમીન સમુદ્રની સપાટીથી ઘણી ઊંચી છે. ડુંગરોના ઘણા શિખરો ઉપર શિવાજીના વખતના કિલ્લાઓ આવેલા છે. તેમાં પ્રખ્યાત સિંહગઢ પુનાથી ૧૮ મૈલ દૂર છે. આ જિલ્લાનો મુખ્ય પાક શેરડી, બટાટા, ફ્રૂટ, વટાણા, ચણા, ડાંગર વગેરે છે. શાકભાજી ઘણાં થાય છે અને તે દરરોજ મુંબઈ ચઢે છે.

**મુખ્ય સ્થળો:—**

**પુના:**—જિલ્લાનું મુખ્ય સ્થળ મૂળામુઠા નદી ઉપર આવેલું છે. પહેલાં બાજીરાવ પેશ્વાએ આ શહેર વસાવી રાજધાની કરી હતી, સમુદ્રની સપાટીથી એ ઘણી ઉંચાઈએ આવ્યું છે. અહીંની હવા સારી હોવાથી ચોમાસામાં ત્યાં મુંબઈ ઈલાકાના ગવર્નર રહે છે. અને ધારાસભાનું કામકાજ પણ ત્યાંજ ચાલે છે. અહીં તાંબા પિત્તળનાં વાસણ સારાં બને છે. પર્વતી, શનિવારવાડો, શિવાજીનું પૂતળું, મહાદજી સિંધિયાની છત્રી, કોલેજો વગેરે જોવા જેવાં સ્થળો

છે. પુના પાસે મુંડવે ગામમાં કાગળ બનાવવાની મીલ છે. પુનેથી ૧૮ મૈલ ઉપર સિંહગઢ આવ્યો છે. ઉપર પુષ્કળ પાણીના ટાંકાં છે. તે દેવટાંકાંનું પાણી માંદા માણસો માટે મંગાવે છે. કિલ્લા ઉપરથી જોતાં આસપાસનો દેખાવ બહુ રમણીય લાગે છે.

**દેહુ:**—સંત તુકારામની સમાધિ માટે પ્રસિદ્ધ છે. પાસે ઇંદ્રાયણી નદી છે. વિઠોબાનું મંદિર જોવા જેવું છે.

**આળંદી:**—ઇંદ્રાયણી નદી ઉપર આવ્યું છે, ત્યાં જ્ઞાનેશ્વર મહારાજની સમાધિ છે.



કાર્લા

**ચીંચવડ:**—અહીં ગણપતીનું પ્રાચીન મંદિર જોવા જેવું છે.

**ભીમાશંકર:**—સહ્યાદ્રિ પર્વત ઉપર એ નામના મહાદેવનું સ્થળ છે. અહીં ભીમા નદીનું મૂળ છે.

**શિવનેરી:**—અહીંના પ્રસિદ્ધ કિલ્લા ઉપર શિવાજીનો જન્મ થયો હતો.

**તળેગાંવઃ**—અહીં કાચનું કારખાનું છે.

**ખડકીઃ**—અહીં લશ્કરી છાવણી છે.

**લોનાવલાઃ**—ઘાટ ઉપર હુવાખાવાનું સ્થળ છે. પાસે કાર્લાની ગુફા જોવા જેવી છે. (જુઓ ચિત્ર.)

**ખંડાલાઃ**—ઘાટ ઉપર હુવા ખાવાનું સ્થળ છે.

**બારામતીઃ**—અહીં ગોળ બહુ થાય છે અને બહારગામ ચઢે છે.

**ખપોલીઃ**—પાસે તળાવનું પાણી ધોધરૂપે પાડી, ત્યાં તાતા કંપની તરફથી વીજળી ઉત્પન્ન કરવામાં આવે છે, અને તે મુંબઈમાં વપરાય છે.

## (૬) સતારા જિલ્લો




આ જિલ્લાનો ઘણો મૂલક પહાડી છે. મોન્સુન પવનને લીધે વરસાદ સારો પડે છે. જંગલો પણ ઘણાં છે. **મહાબળેશ્વરનું** શિખર આ જિલ્લામાં આવ્યું છે. ભોંયસીંગ તથા હળદર મુખ્ય પાક પાકે છે. આ જિલ્લાના ઘણાખરા મરાઠા લોકો સિપાઈની નોકરી કરે છે. કિર્લોસ્કર વાડીના રેંટ વગેરે લોખંડી સામાન તથા **ઓગલેવાડીના** ફાનસ તથા કાચનો સામાન આ જિલ્લામાંથી બહારગામ ચઢે છે. મુખ્ય નદી કૃષ્ણા છે.

---

૧.શિક્ષકે સમજ આપવી.

**મુખ્ય સ્થળો:—**

**સતારા:**—જિલ્લાનું મુખ્ય સ્થળ છે પહેલાં એ મરાઠી રાજ્યની રાજધાની હતી. શિવાજીના વંશજો રાજ્ય કરી ગયા. તેમને કોઈ વારસ ન હોવાથી સને ૧૮૪૮માં સરકારે ખાલસા કર્યું, અહીં "અજીમતારા" નામનો કિલ્લો પ્રસિદ્ધ છે.

**મહાબળેશ્વર:**—( ૫૦૦૦ ફુટ ઉંચું ) હવા ખાવાનું સ્થળ છે. ઉનાળામાં અહીંની હવા ઠંડી રહેતી હોવાથી મુંબઇના ગવર્નર તથા ઘણા શ્રીમંત લોકો હવા ખાવા આવે છે. પુનેથી મોટર સર્વીસ છે. અહીંથી થોડે અંતરે મહાબળેશ્વરનું દહેરૂં છે, ત્યાં આગળ કૃષ્ણા તથા કોયના નદીનાં મૂળ આવેલાં છે.

**સજ્જનગઢ:**—(પરળી) કિલ્લો છે. એના ઉપર રામદાસ સ્વામીની સમાધિ છે.

**વાંઈ:**—કૃષ્ણા નદી ઉપર સુંદર શહેર છે. હિન્દુઓનું યાત્રાનું ધામ છે.

**પંચગની:**—હવા ખાવાનું સ્થળ છે.

(૭) **સોલાપુર જિલ્લો** (કાપડનો જિલ્લો)




આ જિલ્લાની જમીન સપાટ છે, વરસાદ બહુ નથી. ખાનદેશ જિલ્લાની માફક અહીં કપાસનો પાક સારો થાય છે એ સિવાય

જુવાર, ઘઉં, તેલીબીયાં, બાજરી વગેરે પાક થાય છે. મુખ્ય નદી **ભીમા** છે. નિઝામના રાજ્યમાં આવેલા **બાર્સી** તાલુકામાં તાપ સખત પડે છે. આ જિલ્લાના દક્ષિણ ભાગથી કાનડી ભાષા શરૂ થાય છે.

**મુખ્ય સ્થળોઃ—**

**સોલાપુરઃ**—જિલ્લાનું મુખ્ય શહેર છે. અહીં કાપડની છ મીલો આવેલી છે. અહીં લુગડાં પણ સારાં વણાય છે. હુસનગંગુએ બંધાવેલો (બ્રાહ્મણીવંશ) કિલ્લો જોવા જેવો છે. ત્યાં આગળ **મકરસંક્રાન્તિ** ઉપર મોટો મેળો ભરાય છે.

**બાર્સીઃ**—વેપારી ગામ છે ત્યાં બે કાપડની મીલો તથા રૂની ગાંસડી બાંધવાનાં ઘણાં કારખાનાં છે. રૂ તથા તેલીબીઆંનો મુખ્ય વેપાર છે.

**પંઢરપુરઃ**—હિન્દુઓનું પવિત્ર જાત્રાનું ધામ **ભીમા** નદી (ચંદ્રભાગા) ઉપર આવેલું છે. અહીં વિઠોબાનું મંદિર છે. કાર્તિકી, ચૈત્રી અને અશાઢી એકાદશી ઉપર મોટા મેળો ભરાય છે. કંકુ, દાળીઆ, અગરબત્તી અને તપખીર ઘણાં સારાં મળે છે. કુર્દવાડી સ્ટેશનથી પંઢરપુર જવાય છે.

---

૧. ચાલેલા જીલ્લા મધ્ય વિભાગમાં બતાવો.

૨. દરેક જિલ્લાનાં મોટાં ગામો બતાવો.

૩. મધ્ય વિભાગનો નકશો દોરી હવા ખાવાનાં સ્થળો મૂકી બતાવો.

૪. ગવર્નર સાહેબ પુના તથા મહાબળેશ્વરમાં ક્યારે ? શા માટે રહે છે ?



# પાઠ ૩૨

## દક્ષિણ મરાઠા સ્ટેટ્સ એજન્સી–૧

સતારામાં શિવાજી મહારાજના વંશના રાજાઓનું રાજ્ય સને ૧૮૪૮ સુધી ચાલ્યું. છતાં તેના તાબાનાં રાજ્યો અને જાગીરો જે રહ્યાં છે, તે સતારા જાગીરના નામથી ઓળખાય છે. કોલ્હાપુરના રેસિડેન્ટ એ જાગીરોના એજન્ટ ટુ ધ ગવર્નર જનરલ છે.

મુખ્ય જાગીરો ૬ છેઃ—

**ભોરઃ**—આ રાજ્ય "પંતસચિવ" નામના બ્રાહ્મણ વંશની છે. ભોર એની રાજધાની છે. તોરણાનો પ્રસિદ્ધ કિલ્લો આ રાજ્યમાં આવેલો છે. ભોર પાસે ભાટઘરનો બંધ જોવા લાયક છે. (પાસેનું ચિત્ર જુઓ.)




**ઔંધઃ**—આ જાગીર પણ બ્રાહ્મણવંશમાં છે. તેમના રાજા પંત-પ્રતિનિધિથી ઓળખાય છે. હાલના રાજાને સૂર્યને નમસ્કાર કરવાનો શોખ છે, અને તેથી શાળાઓમાં

તેનું શિક્ષણ ફરજિયાત અપાય છે. એની રાજધાની ઔંધ છે.

કિર્લોસ્કરવાડીમાં લોખંડી સામાન અને ઓગલે વાડીમાં હરિકેન ફાનસનાં તથા કાચના કામનાં કારખાનાં છે. ઉપરની બંને જાગીરો પેશ્વાની બક્ષેલી છે.

**ફલટણઃ**—નિંબાળકર કુટુંબના મરાઠા રજપુત રાજાને તાબે છે. આ રાજ્યમાંથી પત્થરની કોરેલી મૂર્તિઓ બહારગામ ચઢે છે. એની રાજધાની ફલટણ છે.

**અક્કલકોટઃ**—આ રાજ્યની હવા સારી ગણાય છે. રાજ્ય ભોંસલે કુટુંબના મરાઠા રાજાને તાબે છે. એની રાજધાની અક્કલકોટ છે.

**જત અને ડફળાપુરઃ**—આ રાજ્યો દક્ષિણ વિભાગમાં આવેલાં છે. પણ દેખરેખ કોલ્હાપુરના રેસિડેન્ટ રાખે છે.

**મેવાસી પરગણાંનો મૂલકઃ**—આ પહાડી મૂલકમાં નાનાં રાજ્યો આવેલાં છે. વસ્તી અનાર્ય ભીલોની છે. ઇમારતી લાકડાં તથા મધ બહારગામ ચઢે છે.

**સુરગણાનો મૂલકઃ**—આ પહાડી પ્રદેશ દેશમુખ નામના રાજાના તાબામાં આવેલો છે. રાજ્યમાં કોળી લોકોની વસ્તી ઘણી છે. મધ તથા જંગલની પેદાશ બહારગામ ચઢે છે.

---

૧. મુંબઈ ઇલાકાના નકશામાં આ પાઠમાંના રાજ્યો શોધી કાઢો.

૨. સતારા જાગીર નામ કેમ પડ્યું ?

૩. સૂર્યનમસ્કારનું શિક્ષણ કયા રાજ્યમાં અપાય છે ? તેથી શરીરને શો લાભ થાય તે કહો.



# પાઠ ૩૩

## દક્ષિણ વિભાગ

[મરાઠી અને કાનડી ભાષાનો વિભાગ]

આ વિભાગમાં મહારાષ્ટ્રનો, કોકણનો અને કર્ણાટકનો (કાનડા) મૂલક આવેલો છે. એ સિવાય દેશી રાજ્યો તથા ફિરંગીઓનું ગોવા સંસ્થાન આવેલું છે.

**સીમાઃ**—ઉત્તરે થાણા જિલ્લો, કોલ્હાપુર તથા જતનું રાજ્ય.
**પૂર્વે**:—નિઝામનું રાજ્ય અને મદ્રાસ ઈલાકો.
**દક્ષિણે**:—મ્હૈસુરનું રાજ્ય તથા મદ્રાસ ઈલાકાનો ભાગ.
**પશ્ચિમે**:—અરબી સમુદ્ર.

**ભૂમિરચનાઃ**—કોકણપટીની જમીન કાંકરાવાળી છે તેમાં ડાંગર પુષ્કળ પાકે છે. બિજાપુર જિલ્લામાં નદીઓ ઘણી હોવાથી જમીન ફળદ્રુપ છે. ધારવાડ જિલ્લાની જમીનમાંથી ઘણા ખનિજો નીકળે છે. કર્ણાટક તરફ જમીન ઊંચાણ પડતી છે.

**કિનારોઃ**—આ વિભાગને ઉત્તર વિભાગની માફક કિનારો પુષ્કળ લાગેલો છે. પણ તેના જેવો ખાંચાવાળો નથી. તેમજ લાંબી નદીઓ પણ નથી. જે નદીઓ છે, તે તદ્દન ટુંકી અને ઝડપી વહેણવાળી છે. એટલે બહુ સારાં બંદરો નથી. તેમજ ગોવા સિવાય કિનારાના ભાગમાં રેલ્વે પણ નથી. મુખ્ય બંદરો રત્નાગિરિ, માલવણ, ગોવા અને કારવાર છે.

**પર્વતઃ**—સહ્યાદ્રિ તેમાં માથેરાન ઊંચું શિખર છે.

**નદીઓ:**—મલપ્રભા, ઘટપ્રભા, કૃષ્ણા, વર્ધા, ભીમા, તુંગભદ્રા, શિરાવતી વગેરે.

**ધોધ:**—શિરાવતી નદી પાસે ગેરસપાનો (આગળ ચિત્ર આવી ગયું છે) અને ઘટપ્રભાનો.

**હવાખાવાનાં સ્થળ:**—માથેરાન.

**આબોહવા અને વરસાદ:**—કોલાબા, અને રત્નાગિરિની હવા ભેજવાળી છે. પાસે સહ્યાદ્રિ પર્વતને લીધે આ બે જિલ્લામાં વરસાદ બહુ પડે છે. એ સિવાયના બીજા જિલ્લાઓ સમુદ્રની સપાટીથી ઉંચાણમાં આવેલા હોવાથી હવા સારી છે. બધા જિલ્લા કરતાં કાનડા જિલ્લામાં વધુ વરસાદ (૩૦૦ ઇંચ ઉપર) પડે છે.

**ઉના પાણીના ઝરા:**—ઉત્તર વિભાગની માફક આ વિભાગમાં પણ કેટલાંક ઉનાં પાણીનાં ઝરણાં આવેલાં છે. દાપોલી, ખેડ. સંગમેશ્વર અને રાજાપુર.

**જિલ્લાઓ:**—(૧) બિજાપુર, (૨) બેલગામ, (૩) ધારવાડ, (૪) કાનડા, (૫) રત્નાગિરિ અને (૬) કોલાબા.

પહેલા ત્રણ જિલ્લા મહારાષ્ટ્રના જિલ્લા છે, અને તેમાં મરાઠી ભાષા બોલાય છે. ચોથો જિલ્લો ભાષાથી તથા કુદરતી રીતે જુદો પડે છે. તે મહારાષ્ટ્ર અને કોકણના નાકા ઉપર આવેલો છે. ત્યાં કાનડી ભાષા બોલાય છે. છેલ્લા બે જિલ્લા દરિયા કિનારે આવેલા કોકણના ભાગ છે. ત્યાં ભાષા મરાઠી અને કોકણી (અશુદ્ધ મરાઠી) બોલાય છે.

---

૧. દક્ષિણ વિભાગનો નકશો દોરી તેના જિલ્લા બતાવો.

૨. નકશામાંથી મુખ્ય બંદરો અને નદીઓ શોધી કાઢો.

# પાઠ ૩૪

## દક્ષિણ વિભાગ [ચાલુ]

### (૧) બિજાપુર જિલ્લો



આ જિલ્લાના હવાપાણી વગેરે મહારાષ્ટ્ર જેવાં છે. ઉત્તરનો ભાગ ઊંચો હોય છે. ખીણવાળો ભાગ ફળદ્રુપ છે. જમીનમાંથી સ્લેટના પ્રત્થર નીકળે છે. મુખ્ય પાક જુવાર અને કપાસ છે.

**મુખ્ય સ્થળો:—**

**બિજાપુર:**—જિલ્લાનું સ્થળ છે. એ પહેલાં બિજાપુર રાજ્યની રાજધાની[1]નું શહેર હતું ત્યાં જુના વખતની મસજીદો તથા મહેલો જોવા લાયક છે. સુલતાન મહમદના રોજાનો "ગોળ ગુંબજ" ( ઉપરનું ચિત્ર જુઓ ) પૃથ્વીના ઘૂમટોમાં મોટામાં મોટો છે તેમાં ૭૫ હાથ દૂરથી

---

૧. અદીલશાહી વંશના સુલતાનોની રાજધાની.

ટકોરો કરીએ, તો સામે ઉભેલો માણસ તે સહેજમાં અવાજ સાંભળી શકે છે, અહીં " મલીકે મેદાન " નામની તોપ જોવા જેવી છે. અહીં શેતરંજી સારી મળે છે.

**તાલિકોટા**:—ઐતિહાસિક શહેર છે, અહીં સને ૧૫૬૫માં વિજય-નગરના રાજાને મુસલમાનોએ હાર આપી હતી.

**ઇરિકલ** અથવા **ઇલકલ**:—અહીંનાં ઇરિકલી લુગડાં પ્રસિદ્ધ છે.

## (૨) બેલગામ જિલ્લો

આ જિલ્લાની ત્રણ બાજુએ દેશી રાજ્યો આવ્યાં છે. હવા એકંદરે સારી છે. કેટલોક ભાગ ઊંચો છે. મુખ્ય પાક તમાકુ શેરડી, ઘઉં, જુવાર છે. અહીંથી માખણ બહારગામ ચઢે છે. મુખ્ય નદીઓ કૃષ્ણા અને ઘટપ્રભા છે.

**મુખ્ય સ્થળો**:—

**બેલગામ**:—જિલ્લાનું તથા દક્ષિણ વિભાગનું મુખ્ય સ્થળ છે. એ શહેર સમુદ્રની સપાટીથી ૨૫૦૦ ફૂટ ઉંચાઈએ આવેલું છે. તેથી અહીંની હવા પુના કરતાં પણ થંડી રહે છે. અહીં લશ્કરી છાવણી છે. એ+"વેણુગ્રામ"થી પણ ઓળખાય છે. કારણ ત્યાં વાંસ બહુ થાય છે.

**ગોકાક**:—લાકડાંનાં રંગીત ફળો સારાં બને છે અહીંથી ઘટપ્રભાનો ધોધ જોવા જવાય છે.

**અથણી**:—અહીંથી ધાબળા અને સુરોખાર બહારગામ ચઢે છે.

## (૩) ધારવાડ જિલ્લો

આ જિલ્લાની જમીન સપાટ છે. અહીંની જમીન ખનિજોથી ભરેલી છે. તેમાંથી સ્લેટના પત્થર, સોનું, તાંબુ, રૂપુ, વગેરે

+વેણું=વાંસ. ગ્રામ=ગામ




ઘણી જગ્યાએથી મળી આવે છે. મુખ્ય પાક કપાસ, ઘઉં, જુવાર અને તેલીબીઆં થાય છે. કપાસને લીધે હુંડિયામણ સારું છે. અહીંથી માખણ, ઘી બહારગામ ચઢે છે. વરસાદ અનિયમિત પડે છે. મુખ્ય નદી તુંગભદ્રા છે.

**મુખ્ય સ્થળો:—**

**ધારવાડ:**—જિલ્લાનું મુખ્ય શહેર છે. અહીં વિજયનગરના હિન્દુ રાજાએ બંધાવેલો કિલ્લો જોવા જેવો છે. અને ધારવાડી ખંડનું કાપડ પ્રસિદ્ધ છે. આ વિભાગના કેળવણી ખાતાની મુખ્ય ઓફિસ અહીં છે, જેલમાં શેતરંજી સારી વણાય છે.

**હુબળી:**—જિલ્લાનું મોટું શહેર રૂના વેપાર માટે પ્રખ્યાત છે. રેલ્વેનું કારખાનું તથા જંકશન પણ છે. અને લશ્કરી છાવણી પણ છે. અહીં સુતરાઉ તથા રેશમી કાપડ, મીઠું અને અનાજનો વેપાર સારો ચાલે છે.

---

૧. દક્ષિણ વિભાગના જિલ્લા ગણાવો.

૨. જિલ્લામાંથી ચાલેલા જિલ્લા અને મુખ્ય સ્થળો શોધો.

૩. ધારવાડ જિલ્લામાંથી કયાં કયાં ખનિજો નીકળે છે?

# પાઠ ૩૫

## દક્ષિણ વિભાગ [ ચાલુ ]

### (૪) કાનડા અથવા કર્ણાટક જિલ્લો

આખા ઈલાકામાં આ જિલ્લાની ભાષા જુદી પડે છે, અને તે કાનડી ભાષા કહેવાય છે. બોલવાની રીત પણ જુદીજ હોય છે. લોકો જૈન તથા હિન્દુ (લીંગાયત) ધર્મ પાળે છે. આ જિલ્લાનો મધ્ય ભાગ સહ્યાદ્રિ આગળ હોવાથી એને મહારાષ્ટ્ર અને કોંકણની હદ લાગેલી છે. એની દક્ષિણ હદથી આપણો ઈલાકો પુરો થાય છે, અને મ્હૈસુર તથા મદ્રાસ ઈલાકાની હદ શરૂ થાય છે. અહીં વરસાદ ૩૦૦ ઈંચ સુધી પડે છે. મુખ્ય પાક ડાંગર, એલચી, મરી, શેરડી અને નાળિયેરનો છે.

મુખ્ય સ્થળો:—

કારવાર:—જિલ્લાનું મુખ્ય સ્થળ અને મોટું બંદર છે. મુંબઈની માફક બંદરમાં આ વહાણો તથા આગબોટો સારી રીતે રહી શકે છે.

હોનાવર:—મુંબઈ ઇલાકામાં છેક છેલ્લું બંદર છે. અહીંથી ગેરસપાનો ધોધ જોવા જવાય છે.

ગોકર્ણ:—હિન્દુઓનું બહુ જુનું જાત્રાનું ધામ છે. શંકરનું જુની ઢબનું બાંધેલું દહેરૂં જોવા જેવું છે. એમ કહેવાય છે, કે રાવણે આ સ્થળે શંકરને પ્રસન્ન કરી દિવ્ય બાણ મેળવ્યું હતું.

### (૫) રત્નાગિરિ જિલ્લો

કોંકણમાં આવેલી સાંકડી લાંબી પટી જેવો આ જિલ્લો છે. એની પૂર્વે સહ્યાદ્રિ અથવા પશ્ચિમઘાટ પર્વત આવ્યો છે, ત્યારે




પશ્ચિમે અરબી સમુદ્ર આવ્યો છે, દરિયા કિનારો બહુ લાંબો છે, પણ ખાંચાખુંચીવાળો ન હોવાથી બંદરો તથા નદીઓ ઘણી નથી. વરસાદ સારો પડે છે, તેથી મુખ્ય પાક ડાંગર છે, અને લોકો બંને વખત ખોરાકમાં ચોખા વાપરે છે. દાપોલી, ખેડ, સંગમેશ્વર અને રાજાપુરમાં ઉના પાણીના ઝરા છે. આ જિલ્લામાં રેલ્વે નથી, એટલે લોકોનો બધો વ્યવહાર વહાણથી ચાલે છે. કિનારે માછલાં પકડવાનો ધંધો સારો ચાલે છે.

મુખ્ય સ્થળો:–

રત્નાગિરિ:–જિલ્લાનું મુખ્ય શહેર દરિયા કિનારા પર આવ્યું છે. નાનું બંદર છે, ભરતી વખતે વહાણો આવી શકે છે. માછલાં અને વાંસ બહારગામ ચઢે છે.

માલવણ:–જિલ્લામાં મોટામાં મોટું શહેર અને બંદર છે. શિવાજી મહારાજે બંધાવેલો સિંહદુર્ગ નામનો કિલ્લો જોવા જેવો છે.

ચિપળૂણ:–વેપારી ગામ છે. અહીં પરશુરામનું મંદિર જોવા લાયક છે.

વિજયદુર્ગ:–સમુદ્રમાં બાંધેલો કિલ્લો જોવા લાયક છે.

રાજાપુર:–વેપારી ગામ છે. પાસે ઉના પાણીનાં ઝરણ છે.

વેંગુર્લા:–બંદર છે. ગામની આસપાસ કાજુના ઝાડ પુષ્કળ ઊગે છે. કાજુ બહારગામ ચઢે છે.

## (૬) કોલાબા જિલ્લો



કોંકણમાં આવેલા રત્નાગિરિ જિલ્લાને મળતો આ જિલ્લો છે. વરસાદ સારો થાય છે. મુખ્ય પાક ડાંગર છે. એ સિવાય નાળિયેર, સોપારી, મીઠું વગેરે પાકે છે. આ જિલ્લાને અરબી સમુદ્ર લાગેલો છે, અને નાની નાની ઘણી ખાડીઓ આવી છે. કિનારે મીઠું પાકે છે, તથા માછલાં પકડવાનો ઉદ્યોગ સારો ચાલે છે.

**મુખ્ય સ્થળો:—**

**અલીબાગ:**—જિલ્લાનું મુખ્ય શહેર મરાઠી રાજ્યના આરમારી સરદાર[1]નું મુખ્ય સ્થળ હતું. તેમનાં ઘણાં વહાણો બંદરમાં રહેતાં. હાલમાં પણ બંદર છે. ત્યાં એક વેધશાળા છે.

**પનવેલ :**—વેપારી ગામ છે. ત્યાં દેશી દવાનું કારખાનું છે. પાન, કલીંગર વગેરે બહારગામ ચઢે છે.

**ઉરણ :**—બેટ પર આવેલું ગામ અને બંદર છે. અહીંથી દરરોજ આગબોટ સર્વિસમાં લોકો નોકરી કરવા મુંબઈ આવે છે. ત્યાં દારૂ ગાળવાની ભઠ્ઠી છે. અહીંથી એલીફન્ટા અથવા ધારાપુરીની ગુફા જોવા જવાય છે.

---

૧. આંગ્રે જાતના લોકો વહાણવટું કરતા.

**રાયગઢઃ**—પહાડ પાસે આવેલા કિલ્લા ઉપર શિવાજી મહારાજની સમાધિ છે.

**મહાડઃ**—ડાંગરોનો વેપાર સારો ચાલે છે. પાસે બૌદ્ધ સમયની ગુફા આવેલી છે.

**માથેરાનઃ**—હવાખાવાનું સ્થળ છે. નેરળ સ્ટેશનથી ત્યાં જવાય છે.

**ચેઉલઃ**—ચેવલી પાન તથા રેશમી કાપડ માટે પ્રખ્યાત છે.

---

૧. આવેલા જિલ્લામાં જોવા જેવાં સ્થળો ગણાવો.

૨. દરિયો પાસે છે. છતાં ત્યાં બંદરો સારાં કેમ નથી ?

૩. ઉપરના જિલ્લાઓમાં વરસાદ બહુ પડે છે શા માટે ?

# પાઠ ૩૬

## દક્ષિણ મરાઠા સ્ટેટ્સ એજન્સી—૨

### કોલ્હાપુર સંસ્થાન

મહારાષ્ટ્રમાં આવેલાં મરાઠી દેશી રાજ્યોમાં મોટામાં મોટું આ દેશી રાજ્ય છે. રાજ્યના વિસ્તારના પ્રમાણમાં વસ્તી ઘણી છે. રાજ્યના હાલના રાજકર્તા શિવાજી મહારાજના વંશના છે. અને તે "છત્રપતિ"ના નામથી ઓળખાય છે. એમના તાબાના નવ નાનાં રાજ્યો છે. રાજ્યની હદમાં સધર્ન મરાઠા રેલ્વે આવી છે, અને તેની સાથે કોલ્હાપુર જવા માટે રાજ્યની રેલ્વે જોડેલી છે. રાજ્યમાં સાગનાં ઘણાં જંગલો છે. મુખ્ય પાક ડાંગર છે. એ સિવાય જુવાર, શેરડી વગેરે પાકે છે. રાજ્યમાં ઊનનું તથા સુતરાઉ જાડું કાપડ વણાય છે, અને બહારગામ ચઢે છે. માટીનાં વાસણો પણ સારાં બને છે. વાઇસરૉય તરફથી સલાહ આપવાને કોલ્હાપુરમાં રેસિડેન્ટ રહે છે. એની રાજધાની કોલ્હાપુર મોટું શહેર છે.

અહીં મહાલક્ષ્મીનું પ્રાચીન મંદિર તથા નવો રાજમહેલ જોવા જેવો છે.

## દક્ષિણ મરાઠા જાગીર

સાંગલી, જત[1], જમખંડી મૂધોળ, મિરજ, (મોટી શાખા) રામદુર્ગ, કુરુંદવાડ (મોટી શાખા), મિરજ અથવા મિરજમળા (નાની શાખા); કુરુંદવાડ (નાની શાખ) આ બધી ક્ષેત્રફળના પ્રમાણમાં જાગીરો આવી છે. તેમાં મૂધોળ અને જત મરાઠા વંશના રાજાને તાબે છે. આ સિવાય સાવનુર અને સાવંતવાડીનાં બીજાં રાજ્યો છે.

મિરજમાં તંબુરા તથા સારંગી સારા બને છે. વળી સાવંતવાડી રાજ્યમાં કોકમ, સોપારી, કેરી, કાજુ અને નાળિયેર પુષ્કળ થાય છે. સને ૧૬૦૭માં ફોંડ સાવંતે સાવંતવાડી શહેર વસાવ્યું હતું. સાવનુર મુસલમાની રાજ્ય છે. કોલ્હાપુરના રેસિડેન્ટ ઉપરનાં તમામ રાજ્યોના એજન્ટ ટુ ધ ગવર્નર જનરલ છે.

## જંજીરા સંસ્થાન

અહીંના રાજકર્તા એબીસીનીયન સીંધી જાતના છે. તે નવાબથી ઓળખાય છે. જાફરાબાદ એના તાબાનું છે. રાજ્યમાં સીંધી લોકની વસ્તી ઘણી છે. એની રાજધાની મુરૂદ છે. એની સામે દરિયામાં જંજીરા નામના નાના બેટ પર કિલ્લો છે.

---

૧ એની સાથે ડફળાપુરનું રાજ્ય જોડાઈ ગયું છે.



## પાઠ ૩૭

### ગોવા સંસ્થાન [ ફિરંગીઓનું ]

આ ઇલાકાની દક્ષિણે આ સંસ્થાન આવ્યું છે. એ સંસ્થાન અંગ્રેજ સરકારના રાજ્યથી તદ્દન સ્વતંત્ર છે. દીવ અને દમણ ઉપર આ સંસ્થાનના ગવર્નર દેખરેખ રાખે છે. નકશામાં એનો રંગ લીલો બતાવ્યો છે. મુખ્ય પાક ડાંગર, મીઠું અને નાળિએર છે. ગોવા (પાંજીમ)–હિન્દમાંના ફિરંગીઓનાં બધાં સંસ્થાનોની રાજધાની છે.

---

૧ દક્ષિણ વિભાગનો નકશો દોરી કોલ્હાપુર, ઔંધ, સાવંતવાડી અને જંજીરા બતાવો.

૨ ઉપરનાં રાજ્યોમાં મોટું રાજ્ય કયું? જોવા જેવાં સ્થળો ક્યાં?

૩ મુંબઈ ઇલાકામાં ફિરંગીઓનાં સંસ્થાન બતાવો?

# આપણો દેશ–હિન્દુસ્તાન

## પાઠ ૩૮

### સામાન્ય વર્ણન

ટૂંક ઇતિહાસ:–હિન્દુસ્તાનનો નકશો લટકાવી છોકરાંઓને જોવા કહેવું. આ નકશામાં તમે શીખી ગયાં તે મુંબઈ ઇલાકો બતાવો. એ ઇલાકો હિન્દુસ્તાનનો એક મોટો વિભાગ છે. એવા બીજા ઇલાકા, પ્રાન્તો, દેશી રાજ્યો અને સ્વતંત્ર રાજ્યો મળીને આ દેશ બન્યો છે. એને આપણે હિન્દુસ્તાન કહીએ છીએ. પૂર્વે તે આર્યાવર્ત, ભારતવર્ષ ભરતખંડથી ઓળખાતો.

આજથી હજારેક વર્ષ ઉપર ખૈબરઘાટને રસ્તે હિન્દ ઉપર મુસલમાનોએ સ્વારી કરી સિંધુ નદી ઓળંગી રાજ્યો સ્થાપ્યાં, મુસલમાનોએ સિન્ધુને હિન્દુ કહી આપણા દેશનું નામ હિન્દુસ્તાન[1] પાડયું. આજે તે ઈન્ડિયાના નામથી પણ ઓળખાય છે. હિંદુસ્તાન એશિયાખંડનો મોટો ભાગ છે. એ સિવાય આ પૃથ્વી ઉપર બીજા ચાર ખંડો છે. યૂરોપ, આફ્રિકા, અમેરિકા અને ઑસ્ટ્રેલીઆ. જે દેશમાં આપણો જન્મ થયો હોય, જે દેશમાં આપણે રહેતા હોઇએ, જે દેશના અન્ન, પાણી, પદાર્થથી આપણું ભરણ પોષણ થતું હોય, તે દેશ તેની માતા સમાન ગણાય છે. માટેજ આપણે હિન્દને હિન્દમાતા, માતૃભૂમિ[2] એ નામોથી સંબોધીએ છીએ. માતૃપ્રેમ માટે પુત્ર અભિમાન ધરાવે છે, તેવીજ રીતે દરેક જણને પોતાના દેશનું અભિમાન હોવું જોઇએ. આપણા દેશમાં હિમાલય જેવા લાંબા, ઉંચા અને ઉપયોગી પર્વતો; સિંધુ, ગંગા બ્રહ્મપુત્રા જેવી પવિત્ર અને ઉપયોગી લાંબી નદીઓ; તરેહ તરેહનું હવામાન અનેક પ્રકારનો પાક પાકે એવો સુપકવ રસાળ પ્રદેશ છે. આ દેશમાં રામ, કૃષ્ણ, જનક, વિક્રમ, અશોક, અકબર, શિવાજી જેવા વીર—બળવાન મહારાજાઓ થઇ ગયા છે. વાલ્મિકિ, કાળીદાસ જેવા મહાન કવિઓ; શંકરાચાર્ય, મહાવીર, ગૌતમબુદ્ધ જેવા વિદ્વાન ધર્મસ્થાપકો થઇ ગયા છે. અસલ ઉદ્યોગધંધો સારો ચાલતો હતો, તેથી દેશ સમૃદ્ધિવાન અને પ્રજા સુખી અને લાંબું આયુષવાળી હતી. તેમનો વૈભવ અને સંપત્તિ જોઇ પરદેશી મુસાફરો અંજાઈ જતા. યૂરોપથી ઘણી કંપનીઓ

---

૧. હિન્દુ + સ્તાન = હિન્દુઓનું રહેવાનું ઠેકાણું તે હિન્દુસ્તાન.

૨. "**जय मातृभूमि तेरे चरणोंमें शिश नमावुं**"

વેપાર માટે આવી, તેમાં ઈસ્ટ ઇન્ડિયા કંપનીને લાભ થયો, અને હિન્દમાં રાજ્ય પણ કરવા લાગી. એમ કરતાં આજે આખો હિન્દ અંગ્રેજ+ સરકારના હાથમાં છે.

**સીમા:**–ઉત્તરે–હિમાલય પર્વત, હિન્દુકુશ પર્વત અને કારાકોરમ પર્વત.

પૂર્વે:–ચીન, બ્રહ્મદેશ તથા બંગાળી ઉપસાગર.

દક્ષિણે:–હિન્દી મહાસાગર.

પશ્ચિમે:–હાલા અને સુલેમાન પર્વત તથા અરબી સમુદ્ર.

**રચના આકાર અને કદ:**–આ દેશની રચના એવી સરસ છે, કે તેને દરેક દિશાએથી કુદરતી રક્ષણ મળેલું છે. દેશનો આકાર ત્રિકોણ છે. તેની ત્રણ બાજુએ દરિયો હોવાથી મોટો દ્વિપકલ્પ કહેવાય છે. એની ઉત્તર દક્ષિણ લંબાઈ આસરે બે હજાર મૈલની અને પૂર્વ પશ્ચિમ પહોળાઈ પણ તેટલાજ મૈલ છે.

**કુદરતી વિભાગ:**–ઉત્તરનો હિમાલયનો પહાડી ઉચ્ચ પ્રદેશ, સિંધુ અને ગંગાનો પ્રદેશ, દક્ષિણનો ઉચ્ચ પ્રદેશ, પૂર્વ અને પશ્ચિમના કિનારાનો નીચાણનો પ્રદેશ.

**પર્વતો:**–

**હિમાલય** (હિમ = બરફ + આલય = ઠેકાણું):–બરફનું ઠેકાણું,–ઘર. જગતમાં ઉંચામાં ઉંચો આ પર્વત છે. તેના શિખર ઉપર બારે માસ બરફ ઢંકાયલું હોય છે. બરફને લીધે ત્યાંનો દેખાવ રમ્ય થઈ રહે છે. હિમાલય હિન્દની ઉત્તરે કોટની માફક આવેલો છે. અને તે પરદેશીઓના હુમલા સમયે હિન્દનું રક્ષણ કરે છે. એનાં ઘણાં શિખરો છે. તેમાં **એવરેસ્ટ** અને **ગૌરીશંકર** ઉંચામાં ઉંચાં (પા મૈલ) શિખરો છે. કાંચનગંગા

---

+ યુરોપમાં આવેલા ઈંગ્લાંડ દેશના લોકો.

ધવલગિરિ (૫ મૈલ ઉંચાં) શિખરો છે. નંગાદેવી, નાગા પર્વત ગંગોત્રી, જન્મોત્રી, કૈલાશ વગેરે બીજાં શિખરો છે. છેલ્લાં ત્રણને હિન્દુઓ ખૂબ પવિત્ર ગણે છે. સિંધુ, ગંગા જમના, બ્રહ્મપુત્રા જેવી મોટી નદીઓનાં મૂળ આ પર્વતમાં છે. એ પર્વત ઉપર દુનિયાનુ દરેક હવામાન, દરેક ભાગની વનસ્પતિ, દરેક સ્થળના પ્રાણી નજરે પડે છે. માંહે મોટાં જંગલો આવેલાં છે. પર્વત ઉપર ઓક, દેવદાર જેવાં ઉંચાં ઝાડો ઊગે છે. પાણીના ઝરણો ઠામ ઠામ છે. રંગબેરંગી પુષ્પોથી ત્યાંની સૃષ્ટિશોભા જોવા જેવી હોય છે. ચમરીગાય, બકરાં, ઘેટાં વધુ નજરે પડે છે. એ પર્વતની ઓથમાં કાશ્મીર, નેપાળ અને ભૂતાનનાં રાજ્યો આવેલાં છે. એ ૧૫૦૦ મૈલ લાંબો અને ૨૦૦ મૈલ પહોળો છે. એનાં ૫૦ ઉપર મોટાં શિખરો છે.

હાલા:–સિંધ અને બલુચિસ્તાન વચ્ચે આવ્યો છે. એનું બીજું નામ કિરથાર છે.

સુલેમાન:–સરહદ પ્રાન્તની હદમાં આવ્યો છે. તખ્તે–ઇ–સુલેમાન એનું શિખર છે.

હિન્દુકુશ:–કાશ્મીર અને અફગાનિસ્તાનમાં આવેલો આસરે સાતસો મૈલ લાંબો પર્વત છે. હિમાલયનો એ એક ફાંટો છે.

કારાકોરમ:–હિન્દુકુશથી લંબાઇમાં થોડો નાનો કાશ્મીરની ઉત્તરે આવેલો છે. એ પણ હિમાલયનો ભાગ છે. ગૉડાવન ઑસ્ટિન એનું શિખર છે.

શિવાલિક:–હિમાલયની દક્ષિણે આવ્યો છે.

વિંધ્યાચળ અને સાતપુડા:–હિન્દુસ્તાનની મધ્યમાં આડા આવેલા છે. વિંધ્યાચળમાં અમરકંટક અને સાતપુડામાં પંચમડી શિખરો છે. મધ્યપ્રાન્તના ગવર્નર ઉનાળામાં પંચમડીમાં રહે છે.

**અરવલ્લી**:—રજપુતાનામાં આવ્યો છે. માઉંટ આબુ એનું શિખર છે. હવા ખાવાનું સ્થળ છે, લશ્કરી કેંપ છે. અહીં જૈનોના દહેરાં (દેલવાડા) જોવા જેવાં છે.

**સહ્યાદ્રિ**:—એ મુંબઈ ઇલાકામાં આવ્યો છે. એ **પશ્ચિમઘાટ**થી પણ ઓળખાય છે. એ આસરે એક હજાર મૈલ લાંબો છે. **મલયગિરિ** (મ્હૈસુર પાસે) એનું શિખર છે.

**પૂર્વઘાટ**:—મદ્રાસ ઇલાકામાં નવસેં મૈલ લાંબી પટીરૂપે આવ્યો છે.

**નીલગિરિ**:—પૂર્વઘાટ અને પશ્ચિમઘાટને જોડનારી ડુંગરોની હાર, તે નીલગિરિથી ઓળખાય છે. દોડાબેટા અને ઉતાકામંડ એનાં શિખરો છે. મદ્રાસના ગવર્નર ઉનાળામાં ઉતાકામંડમાં હવા ખાવા જાય છે. છેક દક્ષિણમાં જતાં **અનમલાઈ, કાર્ડેમમ, પાલઘાટ** એ બીજા નાના પર્વતો આવેલા છે. **અનમુડી** અનમલાઇ પર્વતનું શિખર છે.

**પતકોઈ**:—**બ્રહ્મદેશ** અને હિન્દુસ્તાન વચ્ચે આવ્યો છે.

**ઘાટો**:—ડુંગરોમાંથી જવા આવવાના રસ્તાને **ઘાટ** કહે છે. હિન્દુસ્તાનમાં નીચેના ઘાટો આવ્યા છે. અસલ એ રસ્તે વેપાર ચાલતો, અને હજીએ ચાલે છે.

**બોલનઘાટ**:—એ રસ્તે થઈ બલુચિસ્તાન અને ઇરાનમાં જવાય છે.

**ખૈબરઘાટ**:—એ રસ્તે થઈ અફગાનિસ્તાનમાં જવાય છે. પરદેશીઓ એ રસ્તે થઈ હિન્દ ઉપર ચઢી આવ્યા હતા.

**કારાકોરમઘાટ**:—એ રસ્તો કાશ્મીરમાંથી **ચીનાઈ તાર્તરી** (તુર્કસ્તાન)માં જવાને ઘણી ઉંચાઇએ આવ્યો છે. હજી એ રસ્તે વેપાર ચાલે છે.

**જેલાપલા ઘાટઃ**–સિકીમમાંથી તિબેટમાં આ રસ્તે જવાય છે.

આપણા દેશમાં મુખ્ય ધંધો ખેતીનો છે. ખેતી માટે પાણીની જરૂર છે. એ પાણી નદી, સરોવર અને વરસાદથી મળી શકે છે. જેમ નદી વધારે તેમ ત્યાંની જમીન સુપક્વ હોય છે અને પાક સારો થાય છે. **મુખ્ય નદીઓઃ**–સિંધુ (૨ હજાર મૈલ) હિમાલયના કૈલાશ શિખર આગળથી નીકળી કાશ્મીર, પંજાબ અને સિંધમાં વહી અરબી સમુદ્રને મળે છે. જેલમ, ચિનાબ, રાવી, બિઆસ, સતલજ એમ પાંચ નદીઓ પંજાબ તરફ મળે છે. કાબુલ નદી પણ અટક આગળ સિંધુને મળે છે. અટકથી મુખ સુધી આ નદીમાં વહાણો ફરી શકે છે. આ નદી ઉપરથી હિન્દુ અને તે પરથી ભરતખંડનું નામ હિન્દુસ્તાન પડયું છે.



સિંધમાં પડી રહેતા ઉજ્જડ મૂલકને સુધારી તેમાં ખેતી કરવા **સક્કર** આગળ બંધ બાંધી નહેરો કાઢી છે, એ બંધ **સક્કરબૅરેજ** કે લૉઇડબૅરેજથી ઓળખાય છે. હજારો વર્ષ ઉપર **આર્ય** લોકો મધ્ય એશિયામાંથી આવીને આ નદી કાંઠે વસ્યા હતા. હિન્દુઓ તેને પવિત્ર નદી ગણે છે. એના કાંઠા ઉપર **હૈદ્રાબાદ, સક્કર,** મિથનકોટ, ડેરાઇસ્માઇલખાન, ડેરા ઘાજીખાન, **અટક** વિગેરે શહેરો આવ્યાં છે.

ગંગાઃ–આ ૧।। હજાર મૈલ લાંબી નદી હિમાલયના ગંગોત્રી શિખર આગળથી નીકળી આગ્રા, અયોધ્યા અને બંગાળા પ્રાન્તમાં

વહી કલકત્તા આગળ થઈ બંગાળી ઉપસાગરને મળે છે. એને જમના, ગોગ્રા, ગંડકી, કુશી વગેરે નદીઓ મળે છે. હિન્દુઓ એને પવિત્ર ગણે છે. સિંધુ અને ગંગા સમુદ્ર આગળ ઘણા મુખે મળે છે. ત્યાંનો ભાગ ડેલ્ટા[1]થી ઓળખાય છે. એને કાંઠે હરદ્વાર, કાનપુર, પ્રયાગ, કાશી, પટણા, કલકત્તા વગેરે શહેરો આવ્યાં છે.

**જમના**:–આ ૮૬૦ મૈલ લાંબી નદી જન્મોત્રી શિખર આગળથી નીકળી પ્રયાગ (અલ્હાબાદ) આગળ ગંગાને મળે છે. એને હિન્દુઓ પવિત્ર ગણે છે. ચંબલ અને બટવા નદી આ નદીને મળે છે. એને કાંઠે દિલ્હી, મથુરાં, આગ્રા વગેરે શહેરો આવેલાં છે. ગંગા અને જમના નદીમાંથી ઘણી નહેરો કાઢેલી છે.

**બ્રહ્મપુત્રા**:–તિબેટમાં આવેલા માનસરોવરમાંથી નીકળી હિમાલયની પૂર્વ બાજુ ફરી આસામમાં તથા બંગાળામાં વહી બંગાળી ઉપસાગરને મળે છે. તિબેટમાં એ સાન્પુના નામથી ઓળખાય છે. એ ૧૮૦૦ મૈલ લાંબી છે. એના કાંઠા ઉપર ગૌહત્તી મોટું શહેર આવેલું છે.

ઉપરની તમામ નદીઓમાં વહાણો ફરી શકે છે.

**નર્મદા**:–(૮૦૦) અમરકંટક આગળથી નીકળી ખંભાતના અખાતને મળે છે. એને કાંઠે જબલપુર અને ભરૂચ શહેરો આવ્યાં છે.

**તાપી**:–(૪૪૦) સાતપુડામાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. એને સૂર્યપુત્રી પણ કહે છે. એને કાંઠે સૂરત અને ડુમસ આવ્યાં છે.

ઉપરની બંને નદીને હિન્દુઓ પવિત્ર ગણે છે.

---

૧. ગંગા નદીનો ડેલ્ટા **સુંદરવન**થી ઓળખાય છે.

**ગોદાવરી**:–(૯૦૦) ત્ર્યંબક આગળથી નીકળી મહારાષ્ટ્ર, નિઝામના રાજ્યમાં અને મદ્રાસ ઇલાકામાં વહી બંગાળી ઉપસાગરને મળે છે. પેનગંગા, વાઇનગંગા, માંજરા અને વર્ધા બીજી નદીઓ એને મળે છે. એને કાંઠે નાશિક અને ત્ર્યંબક હિન્દુઓનાં પવિત્ર સ્થળો આવ્યાં છે.

**કૃષ્ણા**:–(૮૦૦) મહાબળેશ્વર આગળથી નીકળી મહારાષ્ટ્ર, નિઝામના રાજ્યમાં અને મદ્રાસ ઇલાકામાં વહી બંગાળી ઉપસાગરને મળે છે. એને ભીમા અને તુંગભદ્રા નદીઓ મળે છે. એને કાંઠે રાયપુર મોટું શહેર છે.

**કાવેરી**:–(૪૭૫) કુર્ગમાં સહ્યાદ્રિ પર્વતની એક ટેકરી આગળથી નીકળી મ્હૈસુરના રાજ્યમાં અને મદ્રાસ ઇલાકામાં વહી બંગાળી ઉપસાગરને મળે છે. એને કાંઠે તાંજોર, ત્રિચીનાપલ્લી અને શ્રીરંગપટ્ટણ શહેરો આવ્યાં છે.

**મહા**:–(૫૨૦) આ નદી છત્રિસગઢ પાસે સાતપુડાની ટેકરીમાંથી નીકળી બંગાળી ઉપસાગરને મળે છે. એને કાંઠે કટક મોટું શહેર છે.

**સરોવરો**:—

**વુલર**:—કાશ્મીરમાં મીઠા પાણીનું છે.

**સાંભર**:—રજપુતાનામાં ખારા પાણીનું છે. એમાં માછલાં જીવી શકતાં નથી, એટલું પાણી ખારૂં છે.

**ચીલકા અને પુલીકટ**:—પૂર્વ કિનારા પર ખારા પાણીનાં છે.

**કોલર**:—મદ્રાસની ઉત્તરે મીઠા પાણીનું છે.

**કિનારો**:–હિંદુસ્તાનની ત્રણ બાજુએ કિનારો લાગેલો છે, પણ જોઈએ તેવો ખાંચાખુંચીવાળો નથી. પશ્ચિમ કિનારાનો મોટો ભાગ મુંબઈ ઇલાકાએ રોકયો છે. તેનું વર્ણન આગળ આવી

ગયું છે. એ કિનારાનો છેક નીચેનો ભાગ મલબારથી ઓળખાય છે. એ કિનારાની સામે લક્ષદ્વીપ[1] અને માલદ્વીપ[2] બેટો આવેલા છે. છેક દક્ષિણે મોઝ અને કેપ કન્યાકુમારીની ભૂશિર આવેલી છે. સામે સિલોન અથવા લંકાનો બેટ આવ્યો છે. એ બે વચ્ચે મનારનો અખાત અને પાકની સામુદ્રધુનિ આવેલી છે. મનારના અખાતમાંથી મોતી નીકળે છે. પાકની સામુદ્રધુનિમાં પરવાળાંના બેટો છે. તે *રામનો શેતુ એ નામથી ઓળખાય છે. પૂર્વ કિનારાનો દક્ષિણ ભાગ કોરોમંડળના નામથી ઓળખાય છે. કિનારે બહુ બંદર નથી. પાલમાયરા ઓઢિયાને કિનારે ભૂશિર છે. સમુદ્ર બંગાળી ઉપસાગરથી ઓળખાય છે. તેમાં આંદામાન અને નિકોબારના બેટો આવેલા છે. આંદામાનમાં હિંદુસ્તાનના દેશનિકાલ થએલા કેદીઓને રાખવામાં આવે છે. કૉલિમિયર સિલોન[3]ની ટોચ ઉપર ભૂશિર આવી છે. કરાંચી, મુંબઈ, કારવાર, મદ્રાસ, કલકત્તા મોટાં બંદરો છે.

**વેપાર:**—આપણા દેશમાં મુખ્ય ધંધો ખેતી છે. સર્વ જાતનું અનાજ, કપાસ, સણ, ગળી, તેલીબીઆં વગેરે પાકે છે. પાકનો મોટો ભાગ પરદેશ ચઢે છે, અને તેના બદલામાં તૈયાર માલ આપણા દેશમાં આવે છે. (વધુ માટે જુઓ મુંબઈ ઇલાકો.)

**આયાત, નિકાશ:**—મુંબઈ ઇલાકા પ્રમાણે.

---

૧. લક્ષ=લાખ. ૨ માલદ્વીપ=હજાર બેટો એવો અર્થ થાય છે.
૩. સિંહલદ્વીપથી પણ ઓળખાય છે.

૧. હિન્દુસ્તાનની સીમા કહો. મુખ્ય પર્વત અને મુખ્ય નદીઓ ગણાવો.
૨. હિંદુસ્તાનનો આજસુધીનો ઇતિહાસ ટુંકમાં કહો.
૩. હિન્દુસ્તાનનો કિનારો બહુ ખાંચાવાળો નથી શા માટે ?
૪. હિન્દુસ્તાનનું ખોખું બનાવી તેમાં પર્વતો, નદીઓ અને દ્વિપો બતાવો. પૂર્વ અને પશ્ચિમ કિનારાનો મુકાબલો કરો.

# પાઠ ૩૯

## હિન્દુસ્તાનનું સામાન્ય વર્ણન [ચાલુ]

**ખેતી**:—આપણા દેશનો મુખ્ય ઉદ્યોગ ખેતી છે. ૭૫ ટકા લોકો ખેતી ઉપર પોતાનુ જીવન ગુજારે છે. ખેતીનો આધાર વરસાદ અને જમીન ઉપર રહેલો છે. આપણા દેશમાં ઈશ્વરની કૃપાથી નિયમિત વરસાદ વરસે છે. દેશમાં નદીઓ પણ ઘણી છે. તેમાંથી નહેરો કાઢી ખેતીને પાણી પુરૂં પાડવામાં આવે છે. એથી જમીનમાં જેવો પાક લેવો હોય તેવો લઈ શકાય છે. તે માટે ખેડુતો ખેતર સારી રીતે ખેડી[1] તેમાં ખાતર નાંખે છે.

**જમીનના પ્રકાર**:—કાળી, કાંપવાળી (નદીમાં આવેલી રેલથી ઠરેલી જમીન—ગોરમટી અને કાંકરીવાળી) જ્યાં જ્યાં નદીઓ છે ત્યાંની જમીન કાંપવાળી કહેવાય છે. તેમાં બાગાયતી પાક થાય છે. ડુંગર પાસે તથા કેટલીક જગા કાંકરીવાળી છે. તેમાં ચોમાસામાં ઘાસ તથા ડાંગર પાકી શકે છે. ગોરમટીવાળી જમીનમાં દરેક ચીજ પાકે છે. કાળી જમીનમાં કપાસ, ઘઉં, જુવાર, કઠોળ વગેરે પાકે છે. ડુંગરની તળેટીની જમીનમાં ચા, કૉફી થાય છે.

**ઘઉં**:—મુંબઈ ઈલાકો, વરાડ, સિંધ, આગ્રા, અયોધ્યા વગેરે સ્થળે પાકે છે. તે મુંબઈ અને કરાંચી બંદરેથી પરદેશ ચઢે છે.

**ડાંગર**:—કોકણ, સિંધ, બંગાળા અને આસામમાં પાકે છે.

**જુવાર, બાજરી**:—મુંબઈ ઈલાકો, મદ્રાસ ઈલાકો, મધ્યપ્રાન્ત અને સિંધમાં થાય છે.

---

૧ "ખેડ, ખાતર ને પાણી એ કર્મને લાવે તાણી"

**મકાઈ**:—ગૂજરાત, બંગાળા, અને સિંધમાં થાય છે.

**અળસી**:—દરેક સ્થળે કાળી જમીનમાં થાય છે, તે પરદેશ ચઢે છે. એનું તેલ રંગમાં વપરાય છે.

**તલ**:—મુંબઈ અને મદ્રાસ ઇલાકામાં તથા મધ્ય પ્રાન્તમાં થાય છે.

**દિવેલી** (એરંડી)—મુંબઈ ઇલાકામાં તથા આસામમાં થાય છે.

**રાઈ, સરસવ**:—બંગાળા, પંજાબ, અને આસામમાં થાય છે.

**કઠોળ**:—હિન્દના દરેક ભાગમાં થોડું ઘણું થાય છે. સોયાબીન (વટાણા જેવું) કઠોળ હાલમાં હિન્દમાં ઉગાડવામાં આવે છે.

**ચા**:—કાંગરાની ખીણ, આસામ, દાર્જીલિંગ, પંજાબ, અને નીલગિરિમાં થાય છે.

**કોફી**:—મૂળ અરબસ્તાનની પેદાશ છે. મ્હૈસુર, કુર્ગ તથા ત્રાવણકોરમાં થાય છે.

**એલચી, લવંગ, તેજાનો**:—મલબાર કાંઠે થાય છે.

**રબર**:—એના ઝાડો આસામ અને દક્ષિણ હિન્દમાં રોપવામાં આવે છે.

**નાળિયેરી**:—કોંકણ, મલબાર અને પશ્ચિમઘાટના કિનારા ઉપર વધુ ઊગે છે.

**શેરડી**:—મુંબઈ ઇલાકો, બિહાર, મધ્યપ્રાન્ત અને સંયુક્ત પ્રાન્તમાં થાય છે.

**અફીણ**:—માળવા, બિહાર અને રજપુતાનામાં થાય છે. તે ચીનમાં જાય છે.

**સિંકોના**:—હિમાલયના પ્રદેશમાં થાય છે. એમાંથી કવીનીન બનાવે છે.

કપાસ:—મુંબઈ ઈલાકો, મધ્ય પ્રાન્ત, વરાડ, પંજાબ, સિંધ, સંયુક્ત પ્રાન્ત અને મદ્રાસ ઈલાકામાં પાકે છે. રૂ પરદેશ ચઢે છે.

શણ:—બંગાળા તથા સંયુક્ત પ્રાન્તમાં થાય છે. કલકત્તામાં એની ઘણી મીલો છે. તાડ તથા ખજુરીના ઝાડો સર્વ સ્થળે થાય છે.

ખનિજ:—

કોલસા:—છોટાનાગપુર, બંગાળા, મદ્રાસ ઈલાકો, મુંબઈ ઈલાકો, પંજાબ.

લોઢું:—મદ્રાસ ઈલાકો, મુંબઈ ઈલાકો અને મધ્ય પ્રાન્તમાંથી વધુ નીકળે છે.

સોનું:—મૈસુરના રાજ્યમાં કોલરની ખાણુમાંથી, ધારવાડ જિલ્લામાંથી.

મીઠું:—પંજાબમાં સિંધવની ખાણ છે. એ સિવાય મુંબઈ ઈલાકો, મદ્રાસ ઈલાકો, રજપુતાના અને ઓરિસા તરફ પકવવામાં આવે છે.

હીરા:—ગોવળકોંડા અને બુંદેલખંડમાં પન્ના તરફથી જડે છે.

મેંગેનિઝ:—ગૂજરાત અને મધ્યપ્રાન્તમાંથી નીકળે છે.

તાંબુ:—બંગાળા અને પંજાબની ઉત્તરેથી નીકળે છે.

સુરોખાર:—ગૂજરાતમાંથી નીકળે છે.

ફટકડી:—કચ્છમાંથી નીકળે છે. હાલમાં બનાવટી ફટકડી પરદેશથી બહુ આવે છે.

ઉદ્યોગ:—

કાપડ:—શણનું કાપડ અને કોથળા કલકત્તાની મીલમાં પુષ્કળ થાય છે. સુતરાઉ કાપડ મુંબઈ, અમદાવાદ અને સોલા-




પુરમાં પુષ્કળ થાય છે, કાનપુર તથા કાશ્મીરમાં ગરમ કાપડ ઘણું વણાય છે અને દરેક જાતનું કાપડ દરેક સ્થળે થોડું ઘણું થાય છે.

**લોઢાનો સામાનઃ**—જમશેદપુરના ટાટાના કારખાનામાં પુષ્કળ થાય છે. તે ઉપરાંત પરદેશથી આવે છે.

ખાંડઃ—આપણા દેશમાં શેરડી ઘણી પાકે છે, છતાં ખાંડ બહુ થતી નથી. ગોળ વધુ થાય છે. બિહારમાં એનાં ઘણાં કારખાનાં છે. જાવાથી બહુ આવે છે. એ સિવાય સોના ચાંદી પરનું કોતરકામ, હાથીદાંત તથા સુખડની પેટી પરનું કોતરકામ, શેતરંજી, કીનખાબ, કસબીકામ વગેરે ઉદ્યોગો છુટાછવાયા હિન્દમાં ઘણે સ્થળે થાય છે. ઢાકાની મલમલ હજુ પ્રખ્યાત છે. સાબુ, કાચનો સામાન, રમકડાંઓ હવે હિન્દમાં બનવા લાગ્યાં છે. ખરૂં જોતાં ઘણાખરા ઉદ્યોગો પડી ભાંગ્યા છે.

**આબોહવા અને વરસાદઃ**—

કોઇપણ સ્થળની આબોહવા માટે તે જગા દરિયા નજીક છે કે દૂર છે. પર્વતની તળેટીમાં છે કે પર્વત ઉપર છે; તેની પાસે જંગલ છે કે મેદાન છે. આટલો વિચાર કરવો જોઇએ. આ પ્રમાણે જોતાં દરિયા નજીકની હવા સમઘાત હોય છે, ત્યારે અંદરના ભાગમાં તાપ ટાઢ વધુ હોય છે. રજપુતાના તથા કચ્છના રણના ભાગમાં એકદમ હવા તપે છે અને ઠંડી પડે છે. પર્વત કે ડુંગર ઉપરની હવા ઠંડી રહે છે, એટલે દરેક જાતની હવા આપણા દેશમાં છે. હિમાલયની તળેટીથી ઠેઠ ઉપર જઇએ તો આખી દુનિયાની હવા, તાપ, ટાઢ, નજરે પડે છે. હિન્દમાં નિયમિત ઋતુ છે. શિયાળો, ઉનાળો, ચોમાસું. શિયાળામાં દિવસ ટુંકા અને રાત મોટી હોય છે, અને ટાઢ વધુ પડે છે. ઉનાળામાં દિવસ લાંબો અને રાત નાની હોય છે, અને તાપ વધુ પડે છે. ઉનાળામાં નૈઋત્યનો પવન વાય છે તે સમુદ્ર ઉપરથી વરાળનાં વાદળાં ખેંચી લાવે




છે. તે પશ્ચિમઘાટ સાથે અથડાય છે, તેથી ત્યાં વરસાદ વધુ પડે છે. બીજાં વાદળાં બંગાળી ઉપસાગરમાંથી ખેંચાઈ આસામના

ખૂણામાં પર્વતોને જઇ અથડાય છે, તેથી ત્યાં વધુ વરસાદ પડે છે. આપણા હિન્દમાં ચેરાપુંજીમાં વધુમાં વધુ ૫૦૦ ઇંચિ ઉપર વરસાદ પડે છે, ત્યારે કોકણમાં કાનડા તરફ ૩૦૦ ઇંચ સુધી પડે છે. ઓછામાં ઓછો સિંધમાં ૫ થી ૧૦ ઇંચિ સુધી પડે છે; આમ આખી દુનિયામાં વધુમાં વધુ વરસાદ પણ આપણા દેશમાં પડે છે. પાસેના ચિત્રમાં જોવાથી હિંદના કયા ભાગમાં કેટલો વરસાદ પડે છે, તે શોધી શકાય છે.

**વ્યવહારના માર્ગો અને સાધનો:—**

મુંબઇ ઇલાકામાં આપણે અગાઉના અને હાલના વેપારના તથા વહેવારનાં કયાં સાધનો હતાં તે જોઇ ગયા. હવે આખા હિન્દમાં હાલમાં કયાં કયાં વ્યવહારનાં સાધનો છે તે જોઇએ.

(૧) દરિયા કિનારાથી બંદરો મારફત માણસો આવજા કરે છે, તેમજ માલ વગેરે મોકલી શકાય છે. (૨) પાકી સડકોથી મોટર, બટારાથી આખા હિન્દમાં જાઆવ કરી શકાય છે, તથા માલ પણ મોકલી શકાય છે. (૩) રેલ્વેથી (૪) વિમાનથી (૫) તાર, ટેલીફોન પણ વેપાર માટે ઉપયોગી સાધન છે.

**મુખ્ય રેલ્વે:—**

(૧) **બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વે.** (૨) **જી. આઇ. પી.** રેલ્વે. (૩) ઇસ્ટ ઇંડિયન રેલ્વે ( ઇ. આઇ. રેલ્વે ) દિલ્લીથી કલકત્તા સુધીની રેલ્વે (૪) બંગાળા અને આસામ રેલ્વે. બંગાળા અને આસામમાં આવી છે. (૫) બંગાળ અને નોર્થ વેસ્ટર્ન રેલ્વે (**બી. એન્ડ એન.** ડબલ્યુ. રેલ્વે.) આ રેલ્વે કલકત્તા અને કાશી વચ્ચે આવી છે. (૬) અયોધ્યા અને રોહિલ ખંડ રેલ્વે. કાશીથી દિલ્હી તરફ જાય છે. (૭) બંગાળા, નાગપુર રેલ્વે

(બી. એન. રેલ્વે.) કલકત્તાથી નાગપુર સુધી. (૮) નોર્થ વેસ્ટર્ન રેલ્વે (એન. ડબલ્યુ રેલ્વે.) એ રેલ્વે કરાંચીથી શરૂ થઇ એક ફાંટો ક્વેટા તરફ અને બીજો લાહોર તરફ જાય છે. (૯) સધર્ન મરાઠા રેલ્વે (એસ. એમ. રેલ્વે.) પુનાથી મદ્રાસ તરફ જાય છે. (૧૦) મદ્રાસ રેલ્વે. મદ્રાસથી રાયપુર અને વૉલ્ટેર તરફ જાય છે. (૧૧) સાઉથ ઇંડિયન રેલ્વે (એસ. આઇ. રેલ્વે) મદ્રાસથી બેંગલોર અને રામેશ્વર તરફ જાય છે. ઉપરની દરેક રેલ્વેની ઉપસાખાઓ છે. તેમાં કેટલીક મોટા માપની. ત્યારે કેટલીક નાના માપની છે.

**વિમાની વ્યવહાર:—**

એનું મુખ્ય સ્થળ અલ્હાબાદ છે. ત્યાંથી દિલ્હી, કલકત્તા, બિકાનેર, કરાંચી, મુંબઇ, મદ્રાસ, લાહોર વગેરે સ્થળે વ્યવહાર ચાલુ થયો છે. બીજે પણ વિમાની સર્વિસો ચાલુ થવા લાગી છે. પાકી સડકો અને દરિયા માર્ગોની વિગત આગળ આવી ગઇ છે. મુંબઇથી કાઠિયાવાડ સર્વિસ ચાલુ થઇ છે.

**વનસ્પતિ અને પ્રાણી:—**

સાગ, સીસમના ઝાડો દરેક જંગલમાં થાય છે. મલબાર તરફ સુખડ બહુ થાય છે, ઓક અને દેવદારના ઝાડ હિમાલય તરફ થાય છે. રબરના ઝાડો હાલમાં કેટલેક સ્થળે ઉગાડવામાં આવે છે. આમલી, વડ, પીંપળો, બાવળ, તાડ વગેરે ઝાડો સર્વ સ્થળે વધુ ઓછાં થાય છે, એ સિવાય દુનિયાની તમામ વનસ્પતિ આપણા દેશમાં ઊગી શકે છે. પ્રાણીઓ બે પ્રકારનાં હોય છે. પાળી શકાય એવાં અને બીજાં હિંસક (પાળી શકાય નહિ એવાં). ગાય, ભેંસ, બળદ, હરણ, સાબર, સસલાં, વાંદરા વગેરે સર્વ સ્થળે હોય છે. ઉત્તર હિન્દમાં લાલ મોંના વાંદરા

હોય છે, ત્યારે દક્ષિણ હિન્દમાં કાળા મોંના હોય છે. બકરાં અને ઘેટાં હિમાલય, કાશ્મીર, સિંધ, સરહદ પ્રાન્ત તરફ વધુ હોય છે. કાઠિયાવાડના ઘોડા વખણાય છે, છતાં લશ્કર માટે ઇરાન તથા ઑસ્ટ્રેલિયાથી ઘોડા મંગાવવામાં આવે છે. કસ્તુરીમૃગ અને ચમરી ગાય હિમાલયમાં વસે છે. હાથી આસામ તરફ વધુ હોય છે. વાઘ દરેક જંગલમાં હોય છે. સિંહ માત્ર ગિરના જંગલમાંજ હોય છે. મહારાષ્ટ્રના દક્ષિણ ભાગમાં ઝેરી સાપો પુષ્કળ હોય છે. ત્યાં અજગર પણ નજરે પડે છે. કાગડા, મોર પોપટ, સમડી, કબુતર દરેક સ્થળે હોય છે. ઉંદર, બિલાડી, કોર, ખીસકોલી દરેક સ્થળે હોય છે.

ભાષા:—મૂળ ભાષા સંસ્કૃત છે. અને તેમાંથી હિન્દની તમામ ભાષાઓ નીકળેલી છે, ગૂજરાતી, મરાઠી, સિંધી, કચ્છી, પંજાબી, બંગાળી, મારવાડી, ઉર્યા, વગેરે એ સિવાય ઉર્દુ, ફારસી, ઉત્તર હિન્દમાં વધુ પ્રચાર પામેલી ભાષા છે. દ્રાવિડિ ભાષામાંથી તામિલ, તેલુગુ મલાયમ , કાનડી અને ગોંડ ભાષા છે. તે મદ્રાસ ઇલાકામાં બોલાય છે. હિન્દી ઉત્તર હિન્દમાં, બંગાળી બંગાળમાં, ગુજરાતી ગૂજરાતમાં, પંજાબી પંજાબમાં, સિંધી સિંધમાં, કચ્છી કચ્છમાં, એમ દરેક પ્રાન્તની ભાષા જુદી છે. મુસલમાનો ઘરમાં ઉર્દુ, ફારસી ભાષા બોલે છે. અંગ્રેજી ભાષા રાજભાષા હોઈ આખા હિન્દમાં તેનો પ્રચાર થયો છે. હાલમાં હિન્દીનો દરેક જગ્યાએ પ્રચાર થવા લાગ્યો છે.

ધર્મ:—મુંબઈ ઇલાકામાં વર્ણવ્યા ઉપરાંત પંજાબમાં શીખો શિખ ધર્મ પાળે છે. કેટલાક યાહુદીઓ યાહુદી ધર્મ પાળે છે. બૌદ્ધ ધર્મ નેપાળ, ભૂતાન તરફ ચાલે છે. જંગલના અનાર્ય

લોકો ઝાંડ, સાપની પૂજા કરે છે.

**નવો રાજ્ય વહીવટઃ**—હિંદુસ્તાન દેશ **બ્રિટિશ** સલ્તનતનો એક મોટો ભાગ છે, ગ્રેટબ્રિટનના રાજા હિન્દના શાહેનશાહ કહેવાય છે. હાલમાં છઠ્ઠાજ્યોર્જ ગાદીએ બેઠા છે. તેમના તરફથી દર પાંચ વર્ષ માટે એક **પ્રતિનિધિ** કે વાઇસિરૉય હિન્દનો કારભાર ચલાવવા આવે છે. તે ગવર્નર **જનરલના નામથી** પણ ઓળખાય છે. નવાબંધારણ મુજબ ગવર્નર જનરલ પોતાને મદદ માટે ૧૦ માણસનું પ્રધાન મંડળ રચશે. **પ્રાન્તિક** સરકારની માફક એમની પણ બે સભા રહેશે. (૧) ફેડરલ એસેમ્બલી (૨) કાઉન્સિલ ઑફ સ્ટેટ. પહેલી સભામાં ૩૭૫ સભાસદો બેસશે તેમાં ૨૫૦ બ્રિટિશ હિન્દની પ્રજામાંથી ચુંટાયલા અને ૧૨૫ દેશી રાજ્યોના સભાસદો હશે. બીજી સભામાં બ્રિટિશ હિન્દમાંના ૧૫૦ અને દેશી રાજ્યમાંથી ૧૦૪ સભાસદો આવશે. બ્રહ્મદેશ હવેથી હિન્દથી છૂટો પડયો છે. આ પ્રમાણે જોતાં હિન્દથી સિલોન, બ્રહ્મદેશ અને એડન હવેથી તદ્દન છૂટા પડી ગયા છે. ગવર્નરોની માફક વાઇસિરૉય હિન્દના વહીવટ માટે પ્રધાનોને દરેક ખાતાં સોંપશે. એમને પણ ખાસ અમુક સત્તાઓ આપેલી છે. હિન્દની તમામ હાઈકોર્ટથી એક મોટી ફેડરલકોર્ટ દિલ્હીમાં સ્થાપવામાં આવી છે. દિલ્હીની સરકાર **મધ્યસ્થ** સરકારથી ઓળખાશે.

મધ્યસ્થ સરકારનું બંધારણ હવેથી અમલમાં મુકાશે, ત્યારે પ્રાન્તિક બંધારણ તા. ૧–૪–૩૭ થી અમલમાં મુકાયું છે. બ્રિટિશ હિન્દ ઉપરાંત હિન્દમાં ૭૦૦ ઉપર દેશી રાજ્યો છે. તેમાંનાં મોટાં રાજ્યો ઉપર ગવર્નર જનરલ તરફથી રેસિડેન્ટ દેખરેખ રાખે છે. બાકીના રાજ્યોનો સમુહ કરી એજન્સીઓ બનાવી છે. તેના ઉપર ગવર્નર જનરલ તરફથી એજન્ટ ટુ ધ ગવર્નર જનરલ દેખરેખ રાખે છે. તેના હાથ નીચે પોલિટિકલ એજન્ટ હોય છે. મોટાં દેશી રાજ્યો નીચે પ્રમાણેઃ—

વડોદરા સંસ્થાન, મ્હેસુર સંસ્થાન, નિજામનું રાજ્ય, કાશ્મીરનું રાજ્ય, સિંધીઆનું રાજ્ય વગેરે, નિજામના રાજ્યમાં અજન્ટાની પ્રસિદ્ધ ગુફાઓ આવી છે.

### સ્વતંત્ર રાજ્યો

(૧) નેપાળ અને ભૂતાન હિમાલયની ઓથમાં બ્રિટિશ રાજ્યથી સ્વતંત્ર દેશી રાજ્યો છે. (૨) ફિરંગીઓના સંસ્થાનો (મુંબઇ ઇલાકામાં જુઓ.) (૩) ફ્રેન્ચ સંસ્થાનોઃ—પોંડેચરી, કારીકલ, માહી, યાનાન (મદ્રાસ ઇલાકામાં) ચંદ્રનગર (બંગાળમાં). એનો ગવર્નર પોંડેચરીમાં રહે છે. યુરોપમાં આવેલા ફ્રાન્સ દેશને એ તાબે છે.

---

૧. નવા બંધારણ પ્રમાણે હિન્દના રાજકીય વિભાગ ગણાવ.
૨. નવા બંધારણ વિષે તમે જે સમજ્યા હો તે કહો.
૩. નવા બંધારણથી શા શા લાભ થયા ? નુકશાન ?
૪. બીજાં સ્વતંત્ર સંસ્થાનો ક્યાં ક્યાં ?



## હિંદમાં જોવા અને જાણવા જેવાં મુખ્ય સ્થળો:-
[ રાજકીય વિભાગ પ્રમાણે ]

**(૧) મુંબઈ ઇલાકો:-**

**મુંબઇ*** (૧૧ા)-આગળ વર્ણન આવી ગયું છે.

**(૨) મદ્રાસ ઇલાકો:-**

**મદ્રાસ** (પા)-મદ્રાસ ઇલાકાની રાજધાનીનું મુખ્ય શહેર અને બંદર છે. વસ્તી પ્રમાણે એ હિન્દમાં ત્રીજે નંબરે આવે છે. અહીં જુનો કિલ્લો છે. એની પાસે અદિયાર ગામ આવ્યું છે. થિઓસોફિકલ સોસાયટીનું એ મુખ્ય સ્થળ છે.

**કુંભકોણમ, શ્રીરંગમ, રામેશ્વર** હિન્દુઓનાં જાત્રાનાં સ્થળો છે.

**મદુરા** (૧ા)-મોટું શહેર છે. શંકરનું જુનું દહેરૂં જોવા જેવું છે, અહીંની સાડીઓ વખણાય છે. હિન્દુઓનું પવિત્ર ધામ છે મિનાક્ષીનું મંદિર છે.

**ત્રિચિનાપલ્લી** (૧) કાવેરી નદી ઉપર મોટું શહેર છે. ખડક ઉપર કિલ્લો છે. પાસે શ્રીરંગ જાત્રાનું ધામ છે.

**(૩) બંગાળા ઇલાકો:-**

**કલકત્તા** (૧૩ાા):-હિન્દમાં વસ્તીમાં પહેલા નંબરનું અને બ્રિટિશ સામ્રાજ્યમાં બીજા નંબરનું શહેર છે. હુગલી નદી ઉપર આવ્યું છે. બંદર છે. શણુની ૯૧ મીલો છે. આખા હિન્દમાં એટલી મીલો કોઈ શહેરમાં નથી, ઇસ્ટ ઈંડિયા કંપનીનો જુનો કિલ્લો જોવા જેવો છે.

**હાવરા** (૧ાા) અને **ઢાકા** (૧ા) મોટાં શહેરો છે. **રાણીગંજ**-માં કોલસાની ખાણો છે. **દાર્જિલિંગ** હવાખાવાનું સ્થળ છે.

---

* વસ્તીના આંકડા લાખમાં આપ્યા છે.

(૪) **મધ્ય પ્રાન્તો અને વરાડ:—**

**નાગપુર** (૧ll):—આ પ્રાન્તની રાજધાની છે. વેપારી સ્થળ છે. નાગપુરી સંતરા પ્રસિદ્ધ છે.

**જબલપુર** (૧):—મોટું શહેર છે. **પંચમઢી**—હવાખાવાનું સ્થળ છે ઉનાળામાં ગવર્નર ત્યાં રહે છે.

(૫) **આસામ:—**

**ગૌહત્તી:**—રાજધાનીનું શહેર બ્રહ્મપુત્રા નદી ઉપર આવ્યું છે.

**શિલોંગ:**—હવા ખાવાનું સ્થળ છે. ઉનાળામાં ગવર્નર ત્યાં રહેવા જાય છે.

(૬) **બિહાર:**—

**પટણા** (૧l):—આ પ્રાન્તની રાજધાની છે. ગંગા નદી ઉપર આવેલું છે. આ શહેર પાસે ગોગ્રા, ગંડકી, શોણ નદીઓ ગંગાને મળે છે. જુનું **પાટલીપુત્ર** આ શહેરની બાજુમાંજ હતું.

**ઝરીઆ** (૧):—કોલસાની ખાણ માટે પ્રસિદ્ધ છે.

**ગયા** (૦lll):—હિન્દુઓ તથા બૌદ્ધોનું પવિત્ર ધામ છે. ભગવાન ગૌતમને આ ગામમાં જ્ઞાન થએલું. હિન્દુઓ પિતૃશ્રાદ્ધ માટે ત્યાં જાય છે.

**જમશેદપુર અથવા તાતાનગર** (૧):—અહીં તાતા કંપનીનું લોખંડનું જંગી કારખાનું છે. શેઠ જમશેદજી તાતાએ એ શહેર વસાવ્યું છે.

**પારસનાથ:**—જૈનોનું પવિત્ર ધામ છે.

(૭) **ઓરિસા કે ઓઢિયા:—**

**કટક:**—આ પ્રાન્તની રાજધાનીનું સ્થળ મહા નદી ઉપર આવ્યું છે. **જગન્નાથપુરી** અથવા **પુરી** હિન્દુઓનું જાત્રાનું મોટું ધામ છે. આ ધામમાં જાતિ ભેદ નથી. જગદીશ ભગવાનનું પ્રાચીન

મંદિર જોવા જેવું છે.

(૮) આગ્રા અને અયોધ્યાના પ્રાન્તો (યુ૦ પી૦)

**પ્રયાગઃ**—અથવા **અલ્હાબાદ** રાજધાનીનું શહેર છે. એ શહેર હિન્દુઓનું પવિત્ર ધામ મનાય છે. ત્યાં માઘ માસમાં કુંભમેળો ભરાય છે. અકબરે એનું નામ અલ્હાબાદ (અલ્લાહ+આબાદ) રાખ્યું હતું. ત્યાં અકબરે બંધાવેલો કિલ્લો છે. આ શહેર ગંગા અને જમનાના સંગમ ઉપર આવ્યું છે.

**કાશી** અથવા **બનારસ** (૨):—હિન્દુઓનું જાત્રાનું મોટું ધામ છે. ત્યાં **કાશીવિશ્વનાથ**નું પ્રસિદ્ધ દહેરૂં આવ્યું છે. ગંગા કિનારે ઠામ ઠામ ઘાટો બાંધેલા છે. દરરોજ હજારો હિન્દુઓ ત્યાં જાત્રાએ આવે છે, **માલવીયાજી**એ સ્થાપેલી હિન્દુ યુનિવર્સિટિનું સ્થળ જોવા જેવું છે. કાશી દહેરાનું નગર કહીએ તોએ ચાલે. અહીંનું રેશમી તથા જરીનું કાપડ વખણાય છે. અસલ એ **વારાણસી**થી ઓળખાતું.



કાનપુર (૧।।।):—ગંગા કિનારે મોટું શહેર છે. અહીં ગરમ કાપડની મીલો છે.

આગ્રા (૨ આસરે):—જમના નદીને કાંઠે આવ્યું છે. દુનિયામાં ક્યાંએ જોવાને ન મળે એવો **તાજમહાલ** અને **કિલ્લો** એ જોવા જેવાં સ્થળો છે. (પાસેનું ચિત્ર જુઓ)

**લખનૌ** (૨॥। આસરે):—ગોમતી નદીને કિનારે આવ્યું છે. અંગ્રેજ સરકારના રાજ્યકાળ પહેલાં તે ત્યાંના નવાબની રાજધાની હતું. જુનાં મકાનો, મસીદો જોવા જેવાં છે.

**બરેલી** (૧।) અને **મીરત** (૧॥। આસરે):—મોટાં શહેરો છે. મીરતમાં લશ્કરી છાવણી અહીં છે.




**મથુરાં** (૦॥। આસરે):—હિન્દુઓનું પવિત્ર ધામ છે. કૃષ્ણ ભગવાનનું જન્મ સ્થળ છે. પાસે **ગોકુળ** તથા **વૃંદાવન** જોવાં પવિત્ર સ્થળો છે. વૃંદાવનમાં ઘણાં મંદિરો છે. કારતક સુદ બીજ ઉપર મોટો મેળો ભરાય છે, ઘાટનો દેખાવ જોવા જેવો છે.

**હરદ્વાર**:—હિમાલયની તળેટીમાં ગંગા કિનારે આવ્યું છે. હિન્દુઓનું પવિત્ર ધામ છે.

**મુરાદાબાદ**:—(૧ આસરે) **અલીગઢ**:—(૦॥।) મોટાં શહેરો છે. અહીં મુસ્લીમ યુનિવર્સિટિ છે. અહીંનાં તાળાં વખણાય છે.

**મસુરી** તથા **દહેરાડુન:**–હવા ખાવાનાં સ્થળો છે.

**નૈનિતાલ:**–હવા ખાવાનું સ્થળ છે. અહીંના ગવર્નર ઉનાળામાં ત્યાં રહે છે.

**(૯) પંજાબ પ્રાન્ત:**–

**લાહોર** (૨।।):–રાજધાનીનું મોટું શહેર છે. શીખ રાજ્યના અમલ વખતે રણજિતસિંહ મહારાજની રાજધાનીનું નગર હતું.

**અમૃતસર** (૧।। આસરે):–શીખ લોકોનું જાત્રાનું ધામ છે. અમૃતસર નામના તળાવમાં શીખોનું સુવર્ણમંદિર જોવા જેવું છે.

**રાવળપીંડી** (૧):–મોટું લશ્કરી મથક છે.

**સીમલા:**–હવા ખાવાનું સ્થળ છે. ઉનાળામાં વાઇસરૉય સાહેબ ત્યાં રહે છે.

**કસાવલી:**–હવા ખાવાનું સ્થળ છે. અહીં હડખાયાં જાનવર કરડયાં હોય, તેની સારવાર માટે મોટું દવાખાનું છે.

**(૧૦) વાયવ્ય સરહદના પ્રાન્તો:**–

**પેશાવર** (૧ આસરે):–પ્રાન્તની રાજધાની છે. તથા લશ્કરી થાણું છે. અફગાનિસ્તાન સાથેનો વેપાર ખૈબરઘાટને માર્ગે ચાલે છે. અહીં મોટો કિલ્લો છે.

**(૧૧) સિંધ પ્રાન્ત:**–

**કરાંચી** (૨।।):–મોટું બંદર તથા શહેર છે. આ પ્રાન્તની રાજધાની છે. વિમાની મોટું સ્થળ છે.

**હૈદ્રાબાદ** (૧ આસરે) **શિકારપુર** (૦।। આસરે):–મોટાં શહેરો છે.

**સક્કુર** (૦।। આસરે):–સિંધુ નદી ઉપર મોટું શહેર છે. પાસે **સક્કુરબૅરેજ** અથવા **લૉઇડબૅરેજ** નામનો બંધ બાંધી નહેરો કાઢી છે (પાઠ ૩૮ ચિત્ર જુઓ).



(૧૨) બ્રિટિશ બલુચિસ્તાનઃ—

કવેટા આ પ્રાન્તની રાજધાનીનું મોટું શહેર હતું. ઈ. સ. ૧૯૩૫માં ધરતીકંપ થવાથી આખું શહેર તારાજ થયું છે. હાલમાં તે સ્થળે નવું કવેટા વસાવવાનું કામ ચાલે છે. પાસે આપેલું ચિત્ર જુઓ માત્ર એટલુંજ એક મકાન ઉભેલું રહ્યું છે. જોકે તેમાં પણ ચીરા પડ્યા છે.

(૧૩) દિલ્હી પ્રાન્તઃ—

દિલ્હી (૧૩)—આ પ્રાન્તની અને આખા હિન્દુસ્તાનની રાજધાનીનું નગર **જમના** નદીને કિનારે આવ્યું છે. આ શહેર બહુ જુનું છે. પાંડવોનું હસ્તિનાપુર પાસેજ હતું. હાલમાં ન્યુ દિલ્હી વસાવ્યું છે. ત્યાં હિન્દના તમામ રાજાઓના રાજમહેલ તથા કાઉન્સિલ હોલ જોવા જેવાં સ્થળો છે. વળી જુના વખતનો કિલ્લો, કુતુબમિનાર અને જંતરમંતર (વેધશાળા)ના સ્થળો જોવા જેવાં છે. રેલ્વે જંકશન છે. અહીંથી હિન્દના દરેક ભાગમાં રેલ્વે જાય છે. રેંટિયાનું મોટું મથક છે. (જુઓ ચિત્ર)



(૧૪) અજમેર મેહેરવાડાના પ્રાન્તો:—

અજમેર (૧):—આ પ્રાન્તની રાજધાની છે. આખા હિન્દના મુસલમાનોનું પવિત્ર ધામ છે. પૃથ્વીરાજના વખતનો જુનો કિલ્લો તારાગઢ જોવા જેવો છે. પાસે પુષ્કરરાજ હિન્દુઓનું પવિત્ર ધામ આવેલું છે.

(૧૫) કુર્ગ પ્રાન્ત:—

મરકરા:—રાજધાનીનું ગામ છે.

(૧૬) આંદામાન અને નિકોબાર:—

પોર્ટબ્લેઅર:—રાજધાનીનું શહેર અને બંદર આંદામાન ટાપુ ઉપર આવ્યું છે. અહીં આખા હિન્દુસ્તાનના દેશનિકાલ થએલા કેદીઓને રાખવામાં આવે છે.

---

૧. આખા હિન્દમાં મુખ્ય જોવા જેવાં સ્થાનો કયાં ક્યાં?

૨. પરદેશથી આવતો માણસ ક્યાં ક્યાં સ્થળો જુએ છે?

૩. હિન્દનો મુખ્ય વેપાર કયો કયો? કયા કયા દેશથી માલ વધુ આવે છે?

## કેટલાક ટુંકા અભિપ્રાયો :—

**મુંબઈ ઈલાકાની ભૂગોળ**—(૧) એમાં હિન્દની સામાન્ય માહિતી ઉપરાંત મુંબઈ ઈલાકાના બધા જિલ્લા અને શહેરોની જાણવાજોગ હકીકત વગેરે પુષ્કળ માહિતી આપવામાં આવી છે. મુંબઈ અને મુંબઈ ઈલાકાની ગુજરાતી શાળાઓમાં ચલાવી શકાય તેવું છે. **મુંબઈ સમાચાર** તા. ૨૧-૫-૩૯.

(૨) બાળકોને સહેલાઈથી સમજણ આપી શકાય એ હેતુથી આ પુસ્તક પ્રગટ કરવામાં આવ્યું છે. મુંબઈ અને મુંબઈ ઈલાકા વિષે અતિ સાદી અને સરળ ભાષામાં ૪૦ વિષયોમાં સમજણ આપવામાં આવી છે. જુદાં જુદાં સ્થળોના ચિત્રો પણ આપવામાં આવ્યાં છે. **જન્મભૂમિ** તા. ૩-૫-૩૯.

(૩) આ પુસ્તક મને ઘણું પસંદ પડ્યું છે. આ પુસ્તકમાં દરેક જિલ્લાની ખાસ અગત્યના નિકાસના ચિત્રો આપીને અદ્ભુત આકર્ષક બનાવ્યું છે. પ્રાથમિક ધોરણ જ્યાં અભ્યાસ કરતા બાળકોને માર્ગદર્શક થઈ પડશે એમ હું માનું છું.

S. U SHUKLA
M. A. (CANTA.) T. D. (LOND.)
BAR-AT-LAW પ્રિન્સીપાલ ફેલોશિપ સ્કુલ.

(૪) મુંબઈ ઈલાકાની ભૂગોળના ૪૦ પાઠો કર્યા છે. એ સૌ સંબંધે રસિક અને જાણવાયોગ્ય અનેક માહિતીઓ આ પુસ્તકમાંથી વિદ્યાર્થીને સાંપડે એમ છે. ઈલાકાના વેપાર, ઉદ્યોગ, ધંધા, રાજ્યવ્યવસ્થા, હુન્નર, આવજાવના સાધનો વગેરે સંબંધી વિશાળ માહિતીઓ આપી છે. દરેક શાળાઓમાં આ પુસ્તકને અભ્યાસક્રમમાં દાખલ કરવા યોગ્ય છે.

**અં. બુ. જાની** B. A.

---

**સાથીયા અને રંગોળી** ૦-૩-૦ નાની બાળાઓ માટે
યોજક:—રમાલક્ષ્મી હ. શાસ્ત્રી.
છોકરીઓની પ્રાયમરી સ્કુલની લાયબ્રેરી માટે અને સ્ત્રીઓની ટ્રેનિંગ સંસ્થા માટે મંજુર કરી છે. કમીશનર બહાદુર.

---

મુદ્રક—એન. ડી. મહેતાની કંપની કાલબાદેવી, મુંબઈ ૨.